"સુંદરીસુબોધ"નાં " ગ્રાહકોને ચોથા વર્ષની ભેટ.

# મૃદુલા

લેખક.

" સુબન્ધુ. "

પ્રકાશક—બન્ધુસમાજ.

મૂલ્ય—આના આઠ.

" સુન્દરીસુબોધનાં " ગ્રાહકોને ચોથી ભેટ.

# મૃદુલા.

લેખક.

" સુબન્ધુ. "

પ્રકાશક—બન્ધુસમાજ.

મૂલ્ય—આના આઠ.

" પુત્રી પ્રીતિ મધુરી થા, મિઠી બ્હેની વ્હાલી !
પત્ની પવિત્ર, મૃદુને સુખદા રસાળી;
આ પુણ્યશીળી જનની, ઉર જ્યોતી ધારી;

× × × × ×

સુમન્ત.

## ગં. સ્વ. મા. મહાલક્ષ્મી ?

ઝરન્તું આ મીઠું,    વિમળ પ્રીતિનું રમ્ય ઝરણું,
પ્રભુતાનું મોઘું,    પરિમળ શીળું પુણ્ય સ્મરણું;
કિનારા સોહન્તું,    જગવન રુડાં મન્દિર ભર્યું,
ઝુલે આશાવાયુ,    લલિત રસ કલ્લોલ રસિયું.

તરન્તાં, ખેંચાતાં,    સદનવન શોધ્યાં બહુ અમે,
યુવા ઘેલાં ચિત્તો,    જહિં અમ સુશાન્તિ મહિં રમે;
ત્હમારૂં, ઓ દેવી !    મૃદુલ હૃદ મન્દિર ખુલિયું,
અમારા આતિથ્યે,    જનનીમય સૌભાગ્ય વિરલું.

અમોલી ગૂંથાઇ.    નવલી ફિરવલ્લિ અમ ત્યહાં,
સર્યાં જૂદા રંગો,    અમિ કિરણમાં એક સરસા:
પ્રભાભીનાં ખીલ્યાં,    જીવન મધુરાં, કોમળ, અને
વધાવ્યા પુષ્પન્તા,    ઉદયજળઊર્મિં કહીં અમે.

લચી ત્યાં કલ્યાણી,    ઝરણુ લહરી પેલી સહસા,
ત્હમારી કુંજે શી !    નિજમય કરી દેતી, સુભગા;
પ્રભુ ચુમ્યું, તે શું,    સદન તમ આત્મન્ તણું વણ્યું:
અહા ! અંજાવેલું,    નયન મન ના કૈં કળી શક્યું.

કુંળી સન્ધ્યા છાયું,    ઉજળું તદપિ મન્દિર હતું.
વીણા રેલ્યાં ગીતો—    ફુલદલ સુવાસો સમ બન્યું;
ગયું પ્રીતિ પારે,    સ્મૃતિ પૂજિત એ મંગલમયું.
સદા વ્હાલું. મૈયા !    જીવન અમ હૈયે વશી રહ્યું.

**સુંદરી સુબોધ મંદિર**
**અમદાવાદ.**

**ત્હમારાં પ્રીતિભક્ત બાલક—**
**બન્ધુસમાજ.**

# સમર્પણ.

અં. સ્વ. મા. મહાલક્ષ્મીના પરલોકવાસી અમરતત્વને સપ્રેમ:

મા. મહાલક્ષ્મી

સ્વર્ગસ્થ બાપુજીભાઈ પ્રતાપરાયનાં પત્ની.

જન્મ: વિ. સં. ૧૮૯૫. મૃત્યુ: વિ. સં. ૧૯૫૫

ત્હેમનાં સ્નેહ યુકત, ધાર્મિક, અનુકરણીય જીવનનાં સદ્વિચારનાં સુભાગ્યશાળી પ્રીતિપાત્ર બાલકો—

બન્ધુસમાજ

તરફથી.

# અનુક્રમણિકા.



પાનુ ૧૭૧. લીટી પાંચમીમાં "પ્રદ્યોત મુંબાઇથી" ને બદલે "પ્રબોધ મુંબાઇથી" વાંચવું.

# પ્રસ્તાવના.

માસિકો તેમજ વર્તમાન પત્રોના ગ્રાહકોને પ્રત્યેક વર્ષે 'ઉપહાર' આપવાનો પ્રથા પડયો છે અને કાંક વધતો જાય છે; આથી લાભ છે કે હાની તે લેખકને જોવાનું નથી. " ત્હમને શું ગમે છે તે કહો અને ત્હમે કેવા માણુસ છો તે હું તરતજ કહીશ. એક પ્રજાનું જીવન અને ચારિત્ર ત્હેની અભિરૂચી ઉપરથી સ્પષ્ટ જણાય છે " રસ્કિનના આ શબ્દો આજ કાલની આપણી સાહિત્ય પ્રવૃત્તિ ઉપરથી કેટલા યોગ્ય છે તે જણાશે. એવું એકે માસિક, સપ્તાહિક કે દૈનિક પત્ર નહિ હોય કે જેમાં વાર્તા નહિ હોય. જનસમાજમાં વાર્તાની આટલી અભિરૂચિ જોઇ ભિન્ન ભિન્ન જાતની વાર્તાઓ લખાય છે· સામાન્ય વર્ગનેજ ખુશ કરવા છે એમ માની નાટયકાર નાટકને ઉચ્ચ પદવીએ મૂકવા યત્ન ન કરે તો તે જેટલે દરજ્જે અયોગ્ય કરે છે એમ કહી શકાય તેટલેજ દરજ્જે પોતાની સાથે વાચકને ઉચ્ચગામી ન કરનાર લેખક દોષને પાત્ર છે. ઉદ્યાનમાં સારાં ખોટાં ઘણાએ પુષ્પ હોય છે છતાં સુગંધ યુકત પુષ્પનોજ સ્વીકાર કરીયે છીએ તેમ જન સમાજમાં અસંખ્ય નિંદ્ય યુકત બનાવો બને છે છતાં ત્હેવા બનાવો વાચક વર્ગની આગળ ન મૂકવા એમ યોગ્ય ધાર્યું છે. આ પુસ્તકને નવલ કથા કરતાં વાર્તા કહેવીજ બરાબર છે. સુંદરીસુબોધ માસિક જેટલું કેળવાયેલા વર્ગમાં વંચાય છે ત્હેનાં કરતાં સામાન્ય વર્ગમાં અને ત્હેમાં પણ સહજ કેળવાયેલી સ્ત્રી વર્ગ-માં વિશેષ વંચાતુ હોવાથી શૈલી–ભાષા જેમ બને તેમ સરળ કરવા યત્ન થયો છે. લખવા બેઠા પછી ધાર્યા કરતાં કદ વિશેષ થઇ જ-

વાની જ્હીકે વિભાગ પાડી વાચક વર્ગને તલ્લસતા રાખવા કરતાં ટુંકું કરવાની જરૂર પડવાથી કદાપિ અપરિપક્વ લાગે તો ક્ષંતવ્ય ગણશે એમ આશા છે. ઇચ્છા વા અનિચ્છાએ કેટલાક સિદ્ધાન્તો ( Problems ) દાખલ કરવામાં આવ્યા છે તે ઉપર જૈન સમાજનો કેળવાયેલો વર્ગ વિચાર કરશે અને કરવા યોગ્ય કરશે તો લેખક ઉપકૃત થશે.

પુસ્તક વાંચી રહ્યા પછી " અસંબદ્ધ વસ્તુ ( Plot ) " " સંકલનાની ખામી " અથવા એવાજ દોષો જણાય તો લેખક કેવી રીતે કહે છે તે જોવાને બદલે 'શું કહે છે' તેજ જોવા વિનતિ છે. દેશની ધાર્મિક, રાજકિય, સામાજીક કે કોઇપણ જાતની ઉન્નતિ કરવી હોય તો સાક્ષરશ્રી ગોવર્ધનરામના શબ્દમાં " સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે " અને વ્યક્તિની ઉન્નતિમાંજ સર્વની ઉન્નતિ સમાયેલી છે એજ આ લેખકનું માનવું છે.

" સંધ્યા સલૂણી થઇ લુપ્ત સુષુપ્ત થાયે,
નેને રમે તદપિ રંગ રૂડા બધાએ,
આનંદ દેતું મૃદુગાન વિરામ પામે
તોએ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે "

એ પ્રમાણે પુસ્તક વાંચ્યા પછી કાંક ધ્વનિ રહેશે તો પણ લેખનું સાફલ્ય રહેશે.

અમદાવાદ.
શ્રાવણ શુકલ પુર્ણિમા
વિ. સ. ૧૯૬૩
૨૩-૮-૦૭.

" સુબન્ધુ. "

# મૃદુલા.

## ઉચ્છ્વાસ ૧ લો.

### વિવાહની વાતો.

વિધિ છે તે કન્યાને અનુરૂપ ભર્તા સદાય આપે છે.

**પાર્વતી પરિણય નાટક.**

મુંબાઇમાં ચોપાટી ઉપર વીલસન કૉલેજ અને રેલ્વે ક્રોસીંગની હારમાં એક ત્રણ માળનું મકાન આવી રહેલું છે. આ મકાનના ત્રીજા માળમાં એક હિન્દુ કુટુમ્બ રહેતું હતું. દરેક ઋતુમાં અને મુખ્યત્વે કરી ઉન્હાળામાં સંધ્યાકાળથી ચોપાટી સ્વર્ગ સમાન બની રહે છે. રેલ્વે ક્રોસીંગથી તે વાલકેશ્વર જવાના ઢોળાવ સુધી ફુટ-પાથની લગોલગ ન્હાની મ્હોટી બગીઓ, લેન્ડો, ડોકયાર્ડ, વિગેરેની ઠઠ જામી રહેલી હોય છે. ભાટીયાઓ, મારવાડીઓ, પારસીઓ, મુ-સલમાન અને યુરોપિઅનો કાંઇક ગાડીમાં તો કાંઇક ફરતા નજરે પડે છે. ભિન્ન ભિન્ન કોમની સ્ત્રીઓ રંગ બેરંગી કપડાં પહેરી ફરતી નજરે પડતાં મેઘ ધનુષ્યના રંગનો આભાસ થઇ રહે છે. રબર ટાયરની ગાડીઓ તથા વિકટોરીયાની આવજાવ થઇ રહે છે.

સાઇકિલો, ઘોડાઓ, ન્હાના છોકરાંની ગાડીઓનો તો સુમારજ હોતો નથી. કૉલેજના વિદ્યાર્થીઓ, વકીલો, ઑફિસરો, દાક્તરો, વ્યાપારીઓ અને પ્રેમી જોડાં પોત-પોતાને ગમતી વાતો કરતાં આમ તેમ ફરે છે. 'ગંડેરી' વેચનારના તીણા અવાજ વખતો વખત કાને પડે છે. ફુટપાથપર પડેલી પત્થરની બાંકો ઉપર : કેટલાક સહેલાણીઓ નાટકનાં શૃંગારી ગાયન ગાઇ આનંદ કરતા હોય છે.

આજ ચોપાટી ઉપર કાંઇક શાન્તિ હતી. રાત્રીના દસ વાગ્યા હતા. શુકલ ચૈત્રની તેરશ હતી. રજનીકાન્તે પોતાનાં શીતલ કિરણો સર્વત્ર પ્રસાર્યાં હતાં. સંધ્યાકાળની માફક અત્યારે લોકોની આવજાવ નહોતી. કોઇક કોઇક ગાડી ઉભી હતી. પ્રેમી દંપતી, સ્નેહી મિત્રો, અભ્યાસશ્રમિત વિદ્યાર્થીઓ, આખા દિવસના કામથી કંટાળેલા ધંધાર્થીઓનાં ટોળાં ફરતાં હતાં, બેઠાં હતાં. ઉદધિનાં મોજાં પત્થર સાથે અથડાઇ ઘુઘવાટ કરતાં હતાં; કોલાબા લાઇટ હાઉસના દિવાનો પ્રકાશ વખતો વખત ઝબકારા મારતો હતો. મંદઅનિલ આખા દિવસના શ્રમને દૂર કરી મનઃશાન્તિ ઉદ્‌ભવતો હતો.

આ વખતે ઉપર કથિત મકાનનાં મ્હોટા ઝરૂખામાં આરામ ખુરશી ઉપર એક પ્રૌઢ વયનો પુરૂષ બેઠો હતો. ત્હેનું મુખ સમુદ્ર તરફ હતું. સ્હામે એક સ્ત્રી પાનનો ડાબડો લેઈ પાન બનાવતી હતી, પાસે આઠેક વર્ષની છોકરી માતાના ખોળામાં માથું મુકી ચંદ્ર સ્હામું જોતી હસતી હતી. બ્હારીના ઉમરા ઉપર એક વિશેક વર્ષની યુવતિ બેઠી બેઠી પોતાના માત પિતાની સાથે વાતો વિનોદમાં પડતી અને ક્વચિત પોતાની ન્હાની બ્હેનને ખીજવતી ને હસાવતી.

આ પ્રેમાળ કુટુમ્બ સૃષ્ટી સૌંદર્ય નિહાળતાં, કુટુંબની, ન્યાતની, દેશની ભિન્ન ભિન્ન વાતો કરતું હતું; એવામાં ઘરના પાછલા ભાગમાંથી નીચેની લીટીઓ ગવાતી સંભળાઇ.

" મ્હારો ક્ષમા કરે અપરાધ ! પુત્રી ! પ્રિય પ્રાણ ! ધણી તું ડાહી !
" તુજ ઉરમ્હેં ખોસી–અરે–અજાણ્યે–ખરે ! કટારજ સાહી,
" હું ભુલ્યો વૃદ્ધ થઇ આજ, કીધો ચુકી ઘાવ, હાય, તુજપર મ્હેં !
" ઓ દુષ્ટ હીન્દુ આચાર ! ભૂલાવ્યો મુજને.
" આ હીન્દુ લોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો,
" જઈ જતાંની પાછળ કુવે પડી મરવાનો. *

.... ... ... ... ... ...

છેલ્લી લીટીઓ પુરી થતાંની સાથેજ ઉમરા ઉપર બેઠેલી યુવતિએ મ્લાનવદને બારસાખ ઉપર માથું ટેકવ્યું. શાન્તિદા સોપારી કાતરતી અટકી ગઇ, વિનોદરાય સ્તબ્ધ થઈ ખુરશી ઉપર પડ્યા અને

" ખરખર જળધાર તેમને નેત્ર ચાલી. " *

રાત્રિના શીતલ પવને વિનોદરાય કાંઇક શાન્ત થયા; પત્નીએ આપેલું પાન ખાધું; પાન ચાવતાં ચાવતાં ઉમરા ઉપર બેઠેલી બુદ્ધિદાને અશ્રુભીનાં નયને નિહાળી; ચન્દ્રની સાથે ગેલ કરતાં ઉંઘી ગયેલી મૃદુલાના કોમલ ગાલ ઉપર એક ચુંબન લઇ પાછો ખુરશી પર બેઠો. અને શાન્તિદાને કહ્યું:—

" શાન્તિ ! પ્રબોધ સ્નેહમુદ્રા નિત્ય વાંચે છે પણ આજના

* સ્નેહનિદાન, સ્નેહ મુદ્રામાંથી.

કાવ્યથી, આજની શાન્તિથી અને એની આજની વાંચવાની ઢબથી મ્હારા ઉપર કાંઇ જૂદીજ અસર થઇ છે. મહર્ષિ ગોવર્ધનરામ ! આ કાવ્યમાં મ્હારીજ આબેહુબ હૃદયવૃત્તિ ચિતરી છે ત્હમારા દેહ વિલયથી તો ત્હમારૂં સ્નેહી મંડળજ રોયું હશે અને તે પણ અલ્પ સમય માટેજ; પરન્તુ આ કાવ્ય વાંચી હજારો ભાગ્યહીન બાલકીઓ, મ્હારા જેવા માતપિતાઓ નિરંતર રોયાં હશે, રોતાં હશે અને રોશે. શાન્તિ? બુદ્ધિદાને જોઇ મ્હારૂં હૃદય ઉભરાઇ જાય છે: મૃદુલાને જોઇ શું કરવું તે સુઝતું નથી. બુદ્ધિદાની મનઃશાન્તિ અને ઈશ્વર શ્રદ્ધા, ત્હારી અમીમય દૃષ્ટી, પ્રબોધની વિનીતતા, તિલોત્તમાનાં આભિજાત્ય અને અનુકંપ, મૃદુલાનો નિર્દોશ અસ્ખલિત આનંદ, અને મોંની ઇશ્વિર પ્રત્યે દૃઢ પ્રીતિ એજ આપણાં જીવનનાં કલેશને વિસ્મૃતિ પથમાં લઇ જઇ સંસારને સુખમય બનાવે છે.

શાન્તિદા—બુદ્ધિદા ? મૃદુલાને અંદર સુવાડી દે અને મ્હોટી રાત્ર થઇ છે માટે તું પણ સૂઈ જા.

વ્હાલા ! ત્હમે આમ નિરાશ થાઓ એ ઠીક નહી. ક્યાં ગયું ત્હમારૂં ધૈર્ય ? ત્હમારો ઇશ્વર ઉપરનો વિશ્વાસ આમ શું સ્ખલિત નથી થતો ? બુદ્ધિદાને માટે હવે ચિંતાથી શો લાભ? એના હૃદયમાં ત્હમે એવા સંસ્કાર પાડ્યા છે કે તે આ સ્થિતિમાં પણ ઉન્નત જીવન ગાળી ઇશ્વર પ્રીતિ સંપાદન કરશે. અને મૃદુલા તો હજી બાળક છે. એને કેળવણી આપી જે સ્થિતિમાં મુકાય તે સ્થિતિમાં સુખથી જીવન વ્યતિત કરવા સશક્ત કરવી એજ આપણું કર્તવ્ય. અત્યારે બીજા વિચાર કરવાના નથી.

વિનોદરાય—તું કહે છે તે સત્ય છે. બુદ્ધિદાને માટે હવે હું નિશ્ચિંત્ત છું. મૃદુલાને માટે હું ત્હારા વિચારને મળતો છું. પરન્તુ કાકી મૃદુલાનો વિવાહ કરાવવા આદુ ખાઇને મંડયાં છે અને મામા પણ એજ વિચારના છે.

શાન્તિદા—અત્યારથી વિવાહ કરી સાસરાનો લ્હાવો લેવડાવી છોકરીને શું બાયલી કરવી છે ? પંદર પંદર સોળ સોળ વર્ષના છોકરાઓ જેઓ દૃઢ મનના અને સ્થિર વર્તનના થયા નથી, જેઓ સર્વ રીતે સારા નિવડશે કે કેમ તે કહી શકાય એમ નથી, તેવાઓ-માંથી મૃદુલાને માટે વર ખોળવો એ શું સહેલું કામ છે ? અ-ત્યારથી વિવાહ કરવાથી આપણી ચિંતાનો અંત આવશે ? વિવાહ કર્યા પછી–મૃદુલા સ્હમજણી થયા પછી–વરમાં કચાશું જણાયે વિ-વાહ તોડવો પડયો તો પછી આપણી અને એની માનસિક સ્થિતિ કેવી થશે ત્હેનો વિચાર કર્યો ? "ભણુશો તો પરણુશો" એ વિચાર બહુધા પ્રચલિત હોવાથી વિવાહ કર્યા પછી અભ્યાસ તરફ દુર્લક્ષ નહિ આપે એમ કહી શકાશે ? મૃદુલાનો વિવાહ એના વરને દેશા-ન્તર જવામાં અથવા અન્ય સાહસ ઉપાડવામાં વિઘ્નરૂપ નહિ થઇ પડે એમ ત્હમે ધારોછો ? મૃદુલા પસંદ પડે એવી યોગ્યતા એના-માં હજી આવી છે ? પ્રથમ મૃદુલાને સંસ્કારી કરો અને પછી વિવાહની વાત કરો !

વિનોદરાય—શાન્તિ ! ત્હારી દલીલો કેટલેક દરજ્જે ખરી છે: પણ કાકીનું એવું કહેવું છે કે આપણા વિચારના સર્વે નથી. મૃદુ-લાથી ન્હાની કન્યાઓના વિવાહ થવા માંડયા છે. છોકરાઓના માત

પિતા એવા વિચારથી વિવાહ ન કરે અને કુંવારા રાખે તો આપણે ધારીયે છીએ એમ બને; પણ તેમ થતું નથી ત્યારે આપણા જેવા વિચારવાંળાને સોસવું પડે. અક્ષયકુમારની છોકરી દશ બાર વર્ષની થઈ પણ વરનો પત્તો નથી. આપણી જ્ઞાતિમાંથીજ વર ખોળવાનો રહ્યો તો પછી છે એમાંથીજ પસંદ કરવાનોને ? અને એમાના ઘણાખરા વરી જાય તો પછી આપણી શી સ્થિતિ ? બીજ વરની ઇચ્છાએ કોઇની છોકરીના મૃત્યુની રાહ જોવી ? આટલાજ માટે છોકરીના નશીબમાં હશે તેમ થશે એમ માની વિવાહ કરી નાંખવો અને યોગ્યાયોગ્યતા લગ્ન સમયે જોવી એમ કાકીનું કહેવું છે !

શાન્તિદા—અને મામાનું શું કહેવું છે ?

વિનોદરાય--મામાના વિચાર વળી જૂદાજ છે. એમના વિચાર પ્રમાણે વરની યોગ્યતા ઘર અને પૈસામાંજ સમાયેલી છે. વય, સદ્દવર્તન, વિદ્વત્તા ઉપર બહુ લક્ષ નથી. પંથવર હોકે બીજ વર હો પણ માત્ર દ્રવ્ય હોય તો બસ. વર અને કન્યાના આત્મા સ્નેહથી સંયુક્ત થશે કે નહિ એની ત્હેમને પીડા નથી. એમના અભિપ્રાય પ્રમાણે આપણે ત્યાં વરની અછત હોય તો પરગામ જવું અને પરગામમાં પૈસાવાળા જોઇએ એટલા વર છે.

શાન્તિદા--ત્હમારી ઇચ્છા હોય તો હું વિઘ્નરૂપ નહિ થાઉં, નહિ તો મ્હારી ઇચ્છા નથી. અત્યારથી " વ્હોડી મુકવાથી " આપણને લાભ થશે ખરો, પરન્તુ મૃદુલાનું ભવિષ્ય સુધરશે કે કેમ તે કહી શકાય નહિ. મૃદુલાને યોગ્ય એવા છોકરાઓની તપાસ રાખતા રહેવી અને મૃદુલાનાં તન અન મન એવાં કેળવવાં કે એનો ભવિ-

ષ્યનો સંસાર સરળ અને સુખમય નિવડે. હાલમાં સાધારણ જણાતા છોકરામાંથી કોઇક ભવિષ્યમાં સારો નિવડે એ સંભવ છે. પરીક્ષામાં જય મેળવે અથવા દ્રવ્યવાન્ હોય તેજ વર સારો એમ હુ માનતી નથી. વિદ્યા અને દ્રવ્યની જરૂર છે એ વાત ખરી પણ પ્રથમ જેના વિચાર અને આચાર શુદ્ધ છે, જે સત્ય પ્રિય છે જેનું ઉચ્ચ વિચાર અને સરળ જીવન એ સુત્ર છે એ વિશેષ આદરણીય છે. અને પુખ્ત વય થયા વિના આ સર્વ જાણી શકાતું નથી, માટે મૃદુલાને યોગ્ય છોકરાઓની એ વય થાય ત્યાં સુધી શાન્ત રહેવું અને મૃદુલાના શિક્ષણ ઉપર હાલ તો લક્ષ આપવું.

વિનોદરાય--વ્હાલી શાન્તિ ! ત્હારૂં કહેવું અક્ષરશઃ સત્ય છે; ત્હારા વિચાર જાણવા માટેજ મ્હેં મ્હારો અભિપ્રાય આપ્યો નહોતો. કાકી મામાના બોલવા ઉપર હું લક્ષ આપવાનો નથી; એ-મની છોકરીઓના વિવાહ કરી નાંખ્યા છે તો ભલે. મૃદુલા માટે આ-પણે ચિન્તા રાખનાર કોણ ! આપણે તે દિવસ ગણ્યા હતા ત્હેમાં પદ્મનાભ, પ્રદ્યોત અને રવીન્દ્ર સારા લાગ્યા હતા. ત્રણે હજુ બાળક છે આગળ ઉપર કેવા થાય છે તે જોવાનું છે.

શાન્તિ—મ્હને પ્રદ્યોત સારો થશે એમ લાગે છે. પદ્મનાભ આમ સારો છે પણ દ્રવ્યમાં આળોટતો હોવાથી આગળ જતાં કેવો થશે તે કહેવાય નહિ. રવીન્દ્ર ભણવામાં હોશીઆર છે ત્યારે ઇશ્વરને નહિ ઓળખનાર અને ગર્વિષ્ટ થશે એમ લાગે છે, પ્રદ્યોત આમ ઠીક ઠીક છે પણ માત પિતા સંસ્કારી હોવાથી સારો નિકળવા સંભવ છે.

વિનોદરાય—ઇશ્વર યોગ્યજ કરશે. હવે એટલુંજ કે મૃદુલાના વિવાહની વાત હમણા કરવાની નથી, અને એ વિશે કોઇ પુછવા આવે તો ના કહેવી. ચાલો રાત બહુ ગઇ છે હવે આરામ લઇએ.

---

## ઉચ્છ્વાસ ૨ જો.

---

### ડૉ. અવિનાશનું કુટુમ્બ.

What State of Society can be more repugnant to high religious feeling than a state of smooth external unanimity combined with the indifference of the heart—a state in which some splendid official religion performs its daily ceremonies as the costliest functionary of the Government; whilst the men of culture take a share in them out-of confirmity to the customs of society, without either the assent of the intellect or the emotion of the soul.

P. G. Hamerton.

---

* માત્ર બ્હારથી દેખાતી નિર્મળ, પરન્તુ અંતઃકરણમાં બીલકુલ દરકાર નહિ એવી ધર્મ તરફની ભાવનાવાળી જન સમાજની સ્થિતિ કરતાં બીજી કઈ સ્થિતિ ધર્મશીલ મનુષ્યને તિરસ્કરણીય છે ! આ સ્થિતિ એવી છે કે જેની અંદર વૈભવયુકત સત્તાધારી ધર્મગુરૂ, રાજ્ય તરફથી નિમાયેલા ભારે પગારદાર અમલદારની માફક

કાઠિયાવાડના એજન્ટ ટુ ધ ગવર્નરનું મુખ્ય સ્થાન રાજકોટ હોવાથી સીવીલ સ્ટેશનનો ભાગ વિશાળ અને ભવ્ય થતો જાય છે. રાજકોટ શહેરની અંદર સાંકડા રસ્તા, સાધારણ ઘરો અને અસ્વચ્છતા નજરે પડે છે ત્યારે સીવીલ સ્ટેશનમાં સફાઈદાર પહોળી સડકો, સુશોભિત બંગલા અને ન્હાની મ્હોટી દુકાનો સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. રાજકુમાર કોલેજના ભવ્ય મકાનની સ્હામે જુદા જુદા રજવાડાઓના ઉતારા આવી રહ્યા છે. જ્યુબીલી હૉલ, કાઠીયાવાડ હાઇસ્કુલ, તાર ઓફીસ, પોષ્ટ ઓફીસ, વકીલો, બેરીસ્ટરો અને ઓફીસરોના બંગલા અને ઓફીસોથી સીવીલ સ્ટેશનની શોભામાં દિવસે દિવસે ઘણો વધારો થયો છે. સીવીલ સ્ટેશનની પશ્ચિમ દિશામાં રેસકોર્સનું વિશાળ મેદાન સંધ્યાકાળની વખતે જુદુજ ચિત્ર આપે છે. જે સમયે સૂર્યનારાયણ આખા દિવસના પર્યટનના શ્રમ પછી દૃષ્ટિ મર્યાદાથી દુર જવાની તૈયારી કરતા હોય છે, પવનની મંદલહરી વૃક્ષનાં પાંદડાંને હલાવી કર્ણને તેમજ મનને આહ્લાદિત કરે છે, ચિત્ર વિચિત્ર પક્ષીઓ ટોળાબંધ ઉડતાં આકાશમાં ભિન્ન ભિન્ન આકૃતિઓમાં ગોઠવાતાં સ્વસ્થાનકે જતાં હોય છે, તે સમયે રેસકોર્સની સડક ઉપર કોઈ સાઇકલ શિખનારા, કોઇ સાઇકલ ઉપર બેસી

---

પોતાનું આન્હિક ( નિત્ય કર્મ ) કર્યું જાય છે. અને કેળવણી પામેલા મનુષ્યો માત્ર જન સમાજમાં ચાલતી આવેલી રૂઢીને માન આપીને ત્હેની અંદર ભાગ લેછે; પરન્તુ નથી તે વાત ત્હેમની બુદ્ધી કબુલ કરતી કે નથી ત્હેનાથી ત્હેમનો અંતરાત્મા દ્રવતો.

પી. જા. હેમટન.

મિત્ર મંડળ સાથે આગળ આવવા શરત કરતા, કોઇ ટાંગા અને બગીઓમાં બેસી ફરવાને નામે એકાન્ત મેળવી રાજખટપટ કરતા, તો કોઇ માત્ર ફરવાને માટે નિકળેલા નજરે પડે છે. વિદ્યાર્થી વર્ગ તેમજ માસ્તરો વકીલ મંડળ અને સામાન્ય સ્થિતિના મનુષ્યો રેસકોર્સ ઉપર થોડું ફરી વચલા મેદાનમાં બેસી તરેહવાર ગપ્પાં મારી આનંદ મેળવે છે.

રેસકોર્સથી પાછલે રસ્તે રાજકુમાર કોલેજ આવતાં પશ્ચિમાભિમુખો એક ન્હાનો પણ સુઘડ બેઠાઘાટનો બંગલો છે. બંગલાને માળ નથી છતાં એક સાધારણ રીતે મ્હોટા કુટુમ્બનો સમાવેશ થઇ શકે તેવો છે. બંગલાની બન્ને બાજુ ન્હાનો બાગ કરવામાં આવ્યો છે અને બાગની એક બાજુએ "ટેનીસગ્રાઉન્ડ" તથા બીજી બાજુએ ક્રીકેટગ્રાઉન્ડ રાખવામાં આવી છે. બંગલાના બારણાની સ્હામે ન્હાનો ફુવારો ઉડી રહ્યો છે. અને ચિત્ર વિચિત્ર સુગન્ધમય પુષ્પનાં કુંડાં એવી ચતુરાઇથી ગોઠવ્યાં છે કે જોતાંની સાથેજ બંગલામાં રહેનારનો 'ટેસ્ટ' જણાઇ જાય. એક બાજુ ધોળી કાંકરી પાથરી ત્હેની અંદર વચ્ચે વચ્ચે સફેત પુષ્પના કુંડા મુકી દીધાં છે. આ સ્થળ જોઇ "કૌમુદી મહોત્સવ" માટેજ હશે એમ લાગ્યા વિના રહે નહિ.

આ બંગલો ડો. અવિનાશનો હતો. ડોકટર અવિનાશે એલ. એમ એન્ડ એસ પરીક્ષા પાસ કર્યા પછી પોતાના વતન ગુજરાતમાં ન રહેતાં—રાજકોટમાં આવી દવાખાનું ઉઘાડયું હતું. સ્વભાવે મળતાવડો અને રાજકોટમાં આવું દવાખાનું પ્રથમ હોવાથી

અલ્પ સમયમાં એણે મ્હોટી નામના મેળવી હતી. યુરોપીઅન ઓફીસરોની સાથે સારો સંબંધ રાખતો હોવાથી એનું સર્વ સ્થળે માન પડતું. આને પરિણામે રાજ્ય ખટપટમાં જ્યારે જ્યારે દાકતરી સલાહની જરૂર પડતી ત્યારે અવિનાશને તારથી અગર પત્રથી બોલાવવામાં આવતો. આવી રીતે ખાનગી ધંધા ઉપરાંત રજવાડા તરફથી સારી પેદાશ મળતી. પચીશેક વર્ષથી રાજકોટમાં રહેતો હોવાથી ઉપર સૂચિત બંગલો વેચાતો લઇ ત્હેમાં પોતાને યોગ્ય સુધારો કર્યો હતો. સીવીલ સ્ટેશનથી ગામમાં જતાં રેલ્વે ક્રોસીંગ પાસેના એક મકાનમાં દવાખાનું રાખ્યું હતું. અવિનાશનું નિત્ય કર્મ નીચે પ્રમાણે હતું. સ્હવારમાં ૭ વાગે એકાદ બે માઇલની સફર મારી આવી, દુધ પી, ટપાલ, ન્યુસપેપર વાંચવા, આઠ વાગે દવાખાને જવું. દસ વાગે આવી જમી, કલાક આરામ લેવો. ત્રણ વાગ્યા સુધી ઇંગ્રેજી, ગુજરાતી, પુસ્તકો વાંચવા, કુટુંબ કથામા ભાગ લેવો, ચાર વાગે દવાખાને જવું, ૭ વાગે આવી ચાહ પી એકલા, પત્ની સહ અગર મિત્રમંડળ સાથે ફરી આવવું, રાત્રે વાર્તા વિનોદ, સાથે દસ વાગે સુઇ જવું. અવિનાશના કુટુમ્બમાં બે પુત્ર, એક પુત્ર વધુ, બે પુત્રીઓ, અને પત્ની એટલાં હતાં. મ્હોટો પુત્ર **શૈલેન્દ્ર**—સામાન્ય રીતે જ્યેષ્ટ પુત્રના સંબંધમાં બને છે તેમ અભ્યાસ આગળ વધારી શકયો નહોતો. સ્કુલ ફાઇનલની પરીક્ષા પાસ કર્યા પછી પિતાની વગથી વીસ રૂપીયામાં હાલાર પ્રાન્તના ડેપ્યુટી આસીસ્ટન્ટ પોલીટીકલ એજન્ટની ઓફીસમાં કલાર્કની જગાપર રહ્યો હતો. મ્હોટાનો પુત્ર એટલે 'ભાઇ' 'ભાઇ' માં ઉછર્યો હતો; અને કાંઇક સ્વચ્છંદી થયો હતો. અંતઃકરણ વિશુદ્ધ હતું પણ જરાક તામસી

પ્રકૃતિ વિશેષ હતી. મેટ્રીક કલાસમાં એ ત્રણ વર્ષ ગાળ્યા પછી જર્ના-નલની લાઇન લીધી હતી. મેટ્રીકયુલેશનના વર્ષ દરમીયાન કાઠિયાવાડના મુત્સદી વર્ગના કુટુમ્બના પરિચયે નિશાળમાંથી પાન સોપારીની સાથે 'તમાકુ' ની લત લાગી હતી. અને હાથે બનાવેલી પાનની "ચીકાર પટી" અને તમાકુની ચપટી શિવાય ખાધું પચતું નહિ. બીજી રીતે પવિત્ર હતો. પણ અશ્લીલ વાતોમાં કાંઇક વધારે આનંદ પડતો. શૈલેન્દ્રની પત્ની સુશીલા સામાન્ય કુટુમ્બની, થોડુંક ભણેલી, જુના અને "ચોવટીયા" કુટુમ્બમાં ઉછરેલી હતી.

બીજો પુત્ર રવીંદ્ર ન્હાનપણથીજ અભ્યાસમાં હોંશીયાર હતો. અને પ્હેલે પ્હેલે વર્ષે પાસ થઇ ઈનામ વિગેરે મેળવતો. મેટ્રીકયુલેશન પરીક્ષામાં સારે નંબરે પાસ થયો. પિતા અને પોતાની ઇચ્છાનુસાર તેમજ મુંબાઇનો લાભ લેવા ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં દાખલ થયો હતો અને મુંબાઇમાં વિકટોરીયા ગાર્ડન્સ જવાના રસ્તા ઉપર આવેલા બેલાસીસ રોડ ઉપરની ટ્રામની સડક પાસેના એક નાના મકાનને ચોથે માળે રહેતો હતો. માતા અને પિતાનો માનીતો હોવાથી દર માસે સારી રકમ ઘેરથી મંગાવતો. અને ત્હેનો કોઇ હિસાબ માગતું નહિ, "શૈલેન્દ્ર કરતાં હું વિશેષ ભણ્યો છું. માત પિતાની મ્હારા તરફ નસ ખેંચાય છે." એ વિચારે ભાઇ તરફ, કુટુમ્બ તરફ બેદરકાર થયો હતો. બે ભાઇઓ વચ્ચે ભાગ્યેજ પત્ર વ્યવહાર ચાલતો. પિતાને પત્ર લખવો પડતો અને તે પણ "હું ખુશીમાં છું ત્હમે ખુશીમાં હશો. ભાઇ વિગેરેને બોલાવજો" એ શુષ્ક શબ્દો શિવાય પિતા પુત્રના સ્નેહનો આવિર્ભાવ સ્હેજ પણ જણાતો નહિ. રવીન્દ્ર અભ્યાસથી મુકત થઇ એપોલો બંદર, મહાલક્ષ્મી, ચોપાટીથી ચર્ચ-

ગેટ સુધી દરિયા કિનારે ફરતો. સૃષ્ટી સૌંદર્ય નિહાળતો, કુદરતના ચમત્કાર જોતો. " સાયન્સના " જ્ઞાને ઇશ્વરના અસ્તિત્વ, સાયન્સ અને ધર્મ એ વિશે વિચાર કરતો અને ઇશ્વર પ્રાર્થના વિગેરેની આવશ્યકતા નથી એમ અનુમાન કરતો.

§ નહિ પારકી પીડા કદિયે કોઇથી પરખાય છે,
સૌ અવરનું દુ:ખ કથન બહુ સેલાઇથી લેવાય છે;
સૌ અન્ધનો અકળાટ તે નહિ દેખતો સમજી શકે,
નિજ જાતપર આવી પડે ત્યારેય સૌ સમજાય છે. ×

એ ન્યાયે મુંબાઇ જેવા શહેરમાં ભુખે તરશે પીડાતા—રહેવાને ઘર નથી અને પ્હેરવાને કપડાં નથી એવી સ્થિતિમાં પડેલા હજારો નિરાધાર મનુષ્યોનાં દુઃખોનું જ્ઞાન આ ગર્ભ શ્રીમન્ત રવીન્દ્ર ને થયું નહોતું. એ જ્ઞાન થાય ત્યારેજ ત્હેમની અને પોતાની સ્થિતિમાં આટલો ભેદ હોવાનું કારણ શું ?- કયા દોષે તેઓ દરિદ્રાવસ્થામાં જન્મ્યા હશે—અને કયા પુણ્ય કર્મે પોતે વૈભવમાં ઉછર્યો હશે એ વિચાર થાય—અને એ વિચાર થાય ત્યારેજ ઇશ્વિરાસ્તિત્વનું ભાન થાય. ડૉ. અવિનાશ અથવા ત્હેમની પત્નીએ છોકરાંઓમાં આ ઉન્નત વિચારનાં બીજ નાંખ્યા નહોતાં તો પછી વૃક્ષ—પુષ્પ ન થાય ત્હેમાં છોકરાંનો શો દોષ ?

અવિનાશની મોટી પુત્રી તિલોત્તમા ન્હાનપણથીજ ત્હેને મોસાળ રહેતી હતી; અને ત્હેનું લગ્ન વિનોદરાયના પુત્ર પ્રબોધ સાથે થયું હતું. ન્હાની પુત્રી વિદુલા બાર વર્ષની હતી; ગુજરાતી ચાર ચો-

§ હરિગીત. × વસન્ત વિનોદી.

પડીનું જ્ઞાન આપ્યા પછી ઇંગ્રેજી શિક્ષણ બાર્ટન ફીમેલ કોલેજમાં આપવામાં આવતું હતું: એનો વિવાહ કરવામાં આવ્યો નહોતો. ન્હાની પુત્રીને સર્વ રીત્યના લાડ લડાવવામાં આવતાં હતાં. દરરોજ સ્કુલમાંથી આવી સાઇકિલ ઉપર બેસી રેસકોર્સ ઉપર ફરવા જતી હતી; નવીન ફેશનના કપડાંનો વિશેષ શોખ હતો અને ત્હેનો શોખ માતપિતા તરફથી પૂરો પાડવામાં આવતો. પિતાની સાથે જાહેર સભા દરબારમાં જતી અને રાજકુંવરો ગવર્નરો અને અન્ય મહાન્ પુરૂષોને ફુલમાળ પહેરાવવાનું-શેકહેન્ડ કરવાનું માન મળતુ. ફુરસદની વેળાએ રસિક નવલ કથાઓ માસિકો વાંચતી અને કયા પુસ્તકો વાંચે છે તે કોઈ જોતુ નહિ. તિલોત્તમા અને વિદુલા-માં બહુ તફાવત હતો. એક મર્યાદશીલ, નમ્ર થોડા બોલી હતી તો બીજી જાહેર હીમતવાળી તડાક તે ભડાક જવાબ આપે એવી હતી. એક સુઘડની સાથે સાદી હતી ત્યારે અન્ય વધારે સુઘડ અને ઠાઠ માઠમાં રહે એવી હતી. એક શાન્તિની વેળાએ ઉત્તમ પુસ્તકો વાં-ચતી મનન કરતી, સૃષ્ટિ સૌંદર્ય જોતી અને ઇશ્વરની ગહનતાનો વિ ચાર કરતી; ત્યારે બીજી એજ વેળા રસિક પુસ્તકો વાંચતી સૃષ્ટિ સૌં દર્યમાં કઈ રીતે આનંદ મેળવવો એનોજ વિચાર કરતી. એક સા-રંગી અગર હાર્મોનીયમ સાથે શાન્ત મૃદુલ ગાયન ગાઇ આત્માને આનંદ આપતી ત્યારે અન્ય બીજીજ તરેહના ગાયન ગાતી; આ ત-ફાવતનું કારણ બાલ્યાવસ્થાજ હતી. તિલોત્તમા મોસાળ પક્ષમાં ઉછ-રી હતી જ્યાં ડૉ. અવિનાશના કુટુમ્બનું વાતાવરણ નહોતું. વિદુલા ને ખાવું–પીવું–ભણવું–આનંદ કરવો એજ શિક્ષણ અપાયું હતું. આપણામા ઇંગ્રેજ બાલકોની માફક ન્હાનપણમાં વાર્તારૂપે પણ ઇ-

શ્વરી જ્ઞાન અપાતું હોય તો વધારે પ્રશંસનીય પરિણામ આવે. યુરોપમાં બાળકો માટે ક્રાઇસ્ટની વાતો તૈયાર કરવામાં આવે છે ન્હાની કવિતાઓ વાર્તાઓ કથાઓ દ્વારા જીસસ ક્રાઇસ્ટના ગુણાનુવાદ બાલકોના કાનમાં પડે છે. માતાઓ દર રવીવારે સ્હેજ સ્હમજણા બાલકોને ન્હાનું બાઇબલ આપી દેવળમાં લઇ જાય છે. પ્રત્યેક સ્હવારે છોકરાંને આનંદ પડે રસ પડે એવી પ્રાર્થના કરતાં શિખવે છે; ત્યારે આપણે ત્યાં એમાનું કાંઇજ નજરે પડતું નથી. પવિત્ર દિવસો શિવાય દેવ દર્શન જવાતું નથી અને વૈશ્નવ અગર શૈવમતના દઢાવલંબી હોય તો પોતે દર્શન માટે જાય છે પણ છોકરાંને તો ઘેરજ–શેરીમાં રખડતાંજ રાખે છે. કોઈ કુટુમ્બમાં દર્શન કરી આવવાની ફરજ પાડવામાં આવે છે પણ ઇશ્વર શું, પ્રાર્થના શું, ત્હેની જરૂર—સીતા—દમયંતી—રામ–કૃષ્ણ આદિ મહાત્માના વૃત્તાંતો માબાપો પોતેજ યથાસ્થિત જાણતાં ન હોય તો પછી બાલકોને ક્યાંથી કહે. રામાયણ મહાભારતની કથા માણભટીયાદ્વારા સાંભળી હોય તેજ—ગીતાના–રામ રક્ષાના પાઠ થાય છે પણ તે નામનાજ. હરમાનને તેલ ચ્હડાવવા, માતાને નાળીયેર અગર ઘીનો દીવો મૂકવા, બ્રાહ્મણને ચપટી આપવામાંજ ધર્મ સ્હમજાયો છે. આની સાથે પ્રત્યેક કુટુમ્બમાં બાલ્યાવસ્થાથી મહાત્માના ચરિત્રો–સૃષ્ટિ સૌંદર્યમાં ફેરવી ઇશ્વરની ગહનતા—પ્રાણી માત્ર ઉપર સ્નેહ રાખવા—પ્રેમથી કહેવામાં આવે તો ભૂત દયા—ઇશ્વર સ્નેહ વધારે દઢ થાય. આપણા પૂર્વ ધર્માચાર્યોએ સ્રીઓમાં ધર્મની દઢ છાપ બેસાડી છે ત્હેને લીધેજ આર્ય ધર્મ કાંઇ ટકી રહ્યો છે નહિ તો વીસમી સદીના હિંદવાસી બાળકોના મન એવાં થયાં છે કે ક્રીશ્ચીયન મીશનરી

કે અન્ય ધર્મી દાખલા દલીલથી પોતાનો ધર્મ ફેલાવવા ધારે તે એમના મનમાં ઠસાવી શકે. આપણે આપણા ધર્મ વિશે મનન કરતા નથી, વાંચતા નથી અને પરધર્મના સંસ્કાર પડે છે.

ડૉ. અવિનાશના કુટુમ્બમાં દ્રવ્ય હતું, સત્તા હતી. અને ઈશ્વર કૃપા હતી પછી ઇશ્વરને સંભારવાની શી જરૂર; અને આમ હોવાથી સર્વની પાર્થિવ વૃત્તિયો હતી. ડૉ. અવિનાશની પત્ની શિવરાત્ર, જન્માષ્ટમી કરતાં; નદિએ સ્નાન કરવા કવચિત્ જતાં, કદાપિ સત્યનારાયણની કથા કહેવડાવતાં, સસરાનું ઠાઠ માઠથી શ્રાદ્ધ કરતાં, ડોકટર સાહેબ પોતે પણ ધર્મ કાર્યમાં ભાગ લેતા પણ તે સર્વ "આસ્થાવાન્ છે " એમ બ્હાર જણાવવા, જ્ઞાતિમાં માન રખાવવા, બ્રાહ્મણો વિગેરેના ઉપર ઉપકાર કરવા; બાકી અંતઃકરણ નહોતું; ત્હેમાં છોકરાંઓ અને ડોકટર સાહેબ તો વિરકતજ રહેતા. તિલોત્તમા જ્યારે આવતી ત્યારે વ્રત વિગેરે જે હેતુથી થતાં તે હેતુ જાણી ખિન્ન થતી અને મનમાં સમજી બેશી રહેતી. કોઇની આન્તરવૃત્તિ નહોતી માત્ર જન સમાજમાં ચાલતી આવેલી રૂઢી પ્રમાણે કેટલાક કાર્ય—ધર્મ કાર્ય થતાં.



# ઉચ્છ્વાસ ૩ જો.

## પ્રદ્યોત.

સતત સુખના લ્હાવા લેવા કસાવું ઘડી ન કાં ?
અવનતિ સહી લેવી શાણી ! ન ઉન્નતિ માટ કાં ?

લલિત.

મુંબાઇમાં ગ્રાન્ટરોડ ટ્રામ ટર્મીનસ આગળ ચુના ભઠ્ઠી ગલી છે. તે રસ્તેથી ગીરગામ તરફ જવાનો રસ્તો છે. આ ગલીને નાકે એક બાજુ ફર્નિનની દુકાન છે અને બીજી બાજુ ગ્રાન્ટરોડ પોસ્ટ ઓફીસ જવાનો રસ્તો છે. ચુના ભઠ્ઠી ગલીમાં પેસતાં ડાબે હાથ હમણાંજ એક નવો માળો તૈયાર થયો છે; એ માળાની પાસે એક ગ્રાઉટનું ન્હાનું મકાન છે. મકાનના ઓટલા ઉપર કઠેરો નાખી દીધો છે. ઓટલા ઉપર પડતું બારણું બંધ છે પણ આજુ બાજુની બે જાળીઓ ઉઘાડી છે. ત્હેના ઉપર લાલ લુગડાના પડદા નાખી દીધા છે. ફોર્ટમાં “ બેસાનીઆ અને કંપની ” ની દુકાનની પાસે **નસરવાનજી** એલાયચી વાલાની “ જનરલ મર્ચેન્ટ અને કમીશન એજન્ટની દુકાન છે. તે દુકાનના માલેક **નસરવાનજી** શેઠ ઉપર કહેલા મકાનમાં રહેતા હતા. **નસરવાનજીના** કુટુમ્બમાં પોતે, ત્હેમના સ્ત્રી **પીરોજબાઇ**, છોકરી **શીરીન** અને પુત્ર **પેસ્તનજી** સિવાય કોઇ નહોતં. આ પારસી ગૃહસ્થનું કુટુમ્બ સાદું, ઉમદા ખવાસનું, વ્હાલ-

સોયું હતું. સામાન્ય રીતે પારસીની રહેણી કરણી વિશેષ ખર્ચાળ હોય છે ખરી, પણ નસરવાનજીનું કુટુમ્બ સગવડની સાથે કરકસર કરતું હતું. હિંદુસ્ત્રીમંડળ જ્યારે જાણીતો અગર અજાણ્યો પુરૂષ કોઇ કાર્યે ઘરમાં આવે છે ત્યારે મુખ્યત્વે કરી પુરૂષ મંડળની ગેરહાજરીમાં કોઇ પણ તરેહના ઉત્તર આપ્યા સિવાય અંદરના ભાગમાં જતું રહે છે અને આથી આવનારને બહુજ મુસીબત પડે છે. આથી ઉલટું પારસી સ્ત્રીઓને ન્હાનપણુથીજ સભ્યતા, વિનયના સંસ્કાર એવા સારા પાડવામાં આવ્યા હોય છે કે અજાણ્યા માણુસને પણ પ્રેમપૂર્વક આદરસત્કાર કરે છે; નામ ઠામ, કામ વિગેરેની વિનયપૂર્વક પૂછપાછ કરે છે અને પાન સોપારી આપી મર્યાદશીલ રીતે સંતોષે છે. પારસીઓ તદ્દન નિર્દોષ છે અને હિંદુઓ દોષથી ભરપુર છે એમ કહેવાનો હેતુ નથી; પરન્તુ હિંદુકુટુમ્બમાં પુરૂષ વર્ગની ગેરહાજરીમાં અતિથિ અગર મળવા આવનારે માણુસની ખાતર બરદાશ કાંઈજ થતી નથી એ આપણા આર્યરીતિના આતિથ્યના વિચારને કલંકરૂપ છે.

સ્હાંજના પાંચ વાગ્યા હતા; નસરવાનજીના મકાનમાં આગલા હોલમાં જાળી પાસે આરામ ખુરશી ઉપર શીરીન બેઠી હતી અને દોરાનો રૂમાલ ભરતી હતી; પીરોજા ફાટી ગયેલો સદરો સાંધતી હતી. મુસલમાન નોકર ટેબલ, છબીયો વિગેરે લુગડાના કકડા વતે સાફ કરતો હતો. એટલામાં એક વિશેક વર્ષનો હિંદુ યુવાન આવ્યો અને વચલુ બારણું ઉઘાડી દાખલ થયો. આ યુવાનને જોતાંજ પીરોજા બોલી ઉઠી.

" આવો પ્રદ્યોત ભાઇ–આગે ખુરસી લ્યો " " કેમ માજી પેસ્તનજી નથી ? "

" પેસુ તો જરા ફોર્ટમાં ગયો છ. હમના આવતો હોસે. બેસોને " શીરીને ઉઠી ખુરસી આપી અને પ્રદ્યોત બેઠો. ટેબલ ઉપર પડેલાં " ગપસપ " બ્રીઓધ " " સાંજ વર્તમાન " ના પાનાં ફેરવવા લાગ્યો.

પેસ્તનજી અને પ્રદ્યોત મુંબાઇ વિલસન કોલેજમાં પ્રીવીઅસથી સાથે અભ્યાસ કરતા હતા. પ્રદ્યોત કોલેજની રેસીડેન્સીમાં રહેતો હતો. પેસ્તનજી અને પ્રદ્યોત બન્નેને મેટ્રીક–પ્રીવીઅસમાં બબે વર્ષ થયાં હતાં. ઇન્ટરમાં પ્હેલું વર્ષ હતું; અમદાવાદમાં પ્રદ્યોતના પિતા અતુલચન્દ્ર સરકારી પેનશનર હતા. પેનશનમાં માત્ર પચાસ રૂપિયા મળતા હતા. પ્રદ્યોતની મ્હોટી બ્હેન કમળા રાજકોટવાળા ડો. અવિનાશની પત્ની થતી હતી. ભાણેજ તિલોત્તમા ન્હાનપણથીજ મોસાળ ઉછરી હતી તે એટલે સુધી કે રાજકોટ ભાગ્યેજ જતી હતી. પ્રદ્યોતનો મ્હોટો ભાઈ પુર્ણેન્દુ વીસનગર પોસ્ટ ઓફીસમાં ત્રીસ રૂપિઆનો પોસ્ટ માસ્તર હતો. પિતા પુત્ર વચ્ચે ગાઢો સંબંધ ન હોવાથી પુર્ણેન્દુ પોતાના કુટુમ્બ સાથે ભાગ્યેજ અમદાવાદમાં રહેતો. તિલોત્તમા તેમજ અતુલચન્દ્રનું શરીર ઘણીવાર અસ્વસ્થ રહેતું હોવાથી ન્હાનપણથીજ પ્રદ્યોત કુટુમ્બ જંજાલમાં પડયો હતો. આને લીધે તેમજ અન્ય વાંચનનો શોખ બહુ થવાથી પ્રદ્યોત નિશાળના કામમાં લક્ષ આપી શકતો નહિ. અમદાવાદની એકાદ બે લાયબ્રેરીના ગુજરાતી તમામ પુસ્તકો અને

ઇંગ્રેજી નવલકથા—શેકસપીઅર, ગોલ્ડસ્મીથ, કાઉપર, સ્કોટ વિગેરેના કાવ્યો વાંચી નાંખ્યા હતાં. સ્થિતિ સામાન્ય હોવાને લીધે સાદાઇની ટેવ પડી હતી. અતુલચન્દ્ર જ્યારે આસ્તિક નાસ્તિક હતા ત્યારે સ્નેહાળ માતા પરમ ઇશ્વર ભકત, ઉદારવૃત્તિની, નમ્ર સ્વભાવની, નીતિના ઉચ્ચ સંસ્કાર વાળી હતી અને માતાના આ ગુણો પ્રદ્યોતમાં ઉતર્યા હતા. ભાવમય સ્વભાવ હોવાથી માતપિતા—ભાઇને પોતાનો સ્વાર્થ બગાડીને પણ સંતોષવા પ્રયત્ન કરતો છતાં ઘણી વખત બને છે તેમ તેઓ અસંતુષ્ટ રહેતાં. પ્રદ્યોત અપ્ત રંગી છે એમ માનતાં અને આને પરિણામે પ્રદ્યોત કાંક ગ્લાનીગ્રસ્ત રહેતો. " આપણે આપણું કર્તવ્ય કરવું " તેમજ " ઇશ્વર જે કરે છે તે સારાને જ માટે " એ વિચારમાં દૃઢ હોવાથી પ્રદ્યોત સામાન્ય રીતે આનંદમાં રહેતો, પ્રદ્યોતનું નિશાળનું જીવન તેજસ્વી નહોતું. પ્રત્યેક વર્ષે દરેક વિશયમાં પાસ પડતો નહિ; માત્ર ઇંગ્રેજીમાં સારો હોવાથી ઉપલા વર્ગમાં ચ્હડાવવામાં આવતો. અભ્યાસ—નિશાળના અભ્યાસમાં મંદ, સામાન્ય સ્થિતિ અને ટોળી ન હોવાથી મેટ્રીક ક્લાસમાં આવ્યો ત્યાં સૂધી વિવાહ થયો નહોતો. આથી તેની વૃદ્ધ માતાને બહુ લાગતું; જ્ઞાન અને વર્તનમાં પ્રદ્યોત સર્વથી ચ્હડીયાતો હતો પરન્તુ સામાન્ય રીતે slow rises worth by poverty depressed* એ ન્યાયે એની જ્ઞાતિમાં બહુ ગણના નહોતી. મિત્રમંડળની સાથે કાવ્યશાસ્ત્રો, રાજકિય, સાંસારિક ચર્ચા

---

* દરિદ્રાવસ્થાથી આર્ત મનુષ્યના ગુણો બહુજ મોડા પ્રકાશે છે.

જોનસન

અથવા ભાષણો સાંભળવામાં વખત વ્યતીત થતો. અને આ બ્હાને અલ્પસમયમાં લાંબો અનુભવ મેળવ્યો. જેમ તેમ કરતાં મેટ્રીક્યુલેશનની પરીક્ષા બીજે વર્ષે પાસ કરી; પરન્તુ જે દિવસ પરિણામ જણાયું તેજ દિવસ ત્હેની સ્નેહાળ માતા—ગૃહદેવીએ સ્વર્ગવાસ કર્યો. અગ્નિ સંસ્કાર માટે મૃતદેહને સ્મશાનમાં લઈ જવાની તૈયારી થતી હતી ત્યાં તારવાળો આવ્યો. માત્ર બે કલાક પહેલાં તાર આવ્યો હતતો માતા કેવી ખુશી થાત ? હર્ષ કરવો કે શોક ત્હેની પ્રદ્યોતને સુઝ ન પડી અને માતાને સંભારી રોઇને હૃદય ખાલી કરવા લાગ્યો.

" તમ પિતા સદા વ્હાલ રાખશે !
પણ ન માતની ખોટ ભાગશે !
નહિ નહિ મળે મા ગઈ ફરી !
જગતમાં નકી મા બને નહિ !
દિવસ બે સહુ લાડ પૂરશે !
દિવસ બે દયા સર્વ રાખશે !
પણ ન છાતીએ કોઇની તમે *
રઝળતાં હવે એકલાં રહો ! "

કલાપિ' ની આ લીટીઓ સાંભરી અને માતાની છબી નજર આગળ આવી શાન્ત કરવા લાગી; શાન્ત થયો. સંસારના કાર્યો કરવા લાગ્યો અને સમય ચાલવા લાગ્યો. પ્રીવીઅસમાં નપાસ પડયો. અભ્યાસમાં વિઘ્ન આવે છે માની, પિતાને સ્હમજાવી મુંબાઇ ગયો

* લલિત વૃત.

અને વીલ્સન કોલેજમાં દાખલ થયો; અને તે વર્ષે પ્રોવીઅસમાં પાસ થયો; મુંબાઇ આવ્યાનું પ્રયોજન રહ્યું.

વીલસન કોલેજ મુંબાઈની બીજી કોલેજો કરતાં સસ્તી પડવાથી સાધારણ સ્થિતિના વિદ્યાર્થીઓ ત્યાં ભણવા જતા અને આને લીધે દક્ષિણી લોકોની સંખ્યા વિશેષ હતી. સ્ત્રી વિદ્યાર્થીઓની સંખ્યા પણ સારી હતી. પ્રદ્યોતને મુંબાઇ આવ્યા પછી પેસ્તનજી સાથે ઓળખાણ થયું અને આ ઓળખાણ મૈત્રીના રૂપમાં ફેરવાઇ ગયું. પેસ્તનજીએ બીજી ભાષા તરીકે સંસ્કૃત લીધું હતું અને બન્ને જણા સાથે હરતા ફરતા હતા. બુદ્ધિ અને નીતિમાં બન્ને ઉત્કૃષ્ટ હતા પણ "વાંચવા લખવાને ચાળે" ચ્હડી ગયેલા હોવાથી કર્તવ્ય ભ્રષ્ટ થયા હતા. કોલેજના ઉપલા-વચલા હોલમાં ઇન્ટરમીડીએટ ક્લાસ બેસતી હતી; વર્ગમાં પચાસ છોકરાઓ અને દસ સન્નારીઓ હતી. પેસ્તનજી કોલેજથી દૂર રહેતો હતો એટલે હમેશા મોડો પડતો અને આને લીધે પાછલી બેન્ચમાં બેસવું પડતું. પ્રદ્યોત રેસીડેન્સીમાં રહે તો પણ પેસ્તનજીની જોડેજ બેસતો. આગલી બાજુ ખુરસીઓ ઉપર સ્ત્રીવિદ્યાર્થી બેસતી. હોલની બારીઓમાંથી સમુદ્રનો જોસભેર પવન આવતો હતો અને વિદ્યાર્થીઓની નોટોના કાગળ ઉડાડતો હતો. દરિયાના મોજાંનો અવાજ પણ સંભળાતો હતો.

ટેનીસનની પ્રીન્સેસ ( રાજકુંવરી ) ના પ્હેલા સર્ગની અન્તે આપેલું ગીત—

**As thro' the land at eve we went,**
**and plucked the ripened ears,**

We fell out, my wife and I. *

પ્રોફેસર સ્હમજાવતા હતા. પ્રદ્યોત ધ્યાનપૂર્વક સ્હમજતો હતો એટલામાં સમુદ્રનાં વીચિના અવાજ અને પવનના સુસવાટાથી કેટલાક શબ્દો સંભળાયા નહિ.

" પેસ્તન ? મૂળ તો આઘા બેઠા છીએ ને તેમાં અવાજથી આવું નાઇસ ગીત સ્હમજવાની તક જાય છે. "

પેસ્તનજીના મનમાં પણ એજ વિચાર આવ્યા હતા, પણ ઉંડા વિચારમાં હોય તેમ ઉત્તર આપ્યા વિના લખ્યે ગયો. થોડીવાર થઇ ત્યાં પેસ્તનજીએ બેન્ચ ઉપરથી નોટ સરકાવી પ્રદ્યોતને આપી; નોટ જોતાં પેનસીલથી લખેલી નિચેની કડિઓ જોઇ:—

ગર્જન્ત સિન્ધુ ઉદધિ પ્રણાદો,
પાસે રહેલાં યુવતિ યુવાનો
પ્રોફેસરોના સુમધુર શબ્દો
હરી લઈ ખિન્ન કરન્ત શિષ્યો.

આ નોટ આખી બેન્ચ ઉપર ફરી અને સઘળા વિદ્યાર્થીઓએ લખી લીધી અને ગીત ગીતને ઠેકાણે રહ્યું.

પ્રદ્યોતનું કોલેજજીવન આ પ્રમાણે ચાલતું. તિલોત્તમાને મ·

---

* શિખરિણી.

જતાં'તાં સાંઝે જ્યાં, વરવહુ અમે ધ્યાન લણતાં,
ન જાણું જે શાથી, વરવહુ અમે તો લડી પડયાં;

બ. ક. ઠાકોર

ળવા વખતો વખત પ્રબોધને ઘેર જતો અને ગાતાં ભણતાં શિખતી મૃદુલાને જોતો. સ્હાંજરે પેરંતનજી સાથે ચોપાટી, બેકબે, પાલવા બંદરે ફરવા જતો. પચાસ રૂપિઆમાં ઘર ખરચ નભાવી પ્રદ્યોતનું મુંબાઇનું ખર્ચ અતુલચન્દ્રને ભારે પડતું અને પાંચ પૈસા દેવા કરવા પડતા. પ્રદ્યોત સઘળું સ્હમજતો, ગમે તેમ કરી બી. એ. થવાય તો પિતાને મદદ કરાય એમ માનતો, લગ્ન નથી થયું તેથી ખુશી થતો, ઇશ્વરનો ઉપકાર માનતો અને ભવિષ્યની આશાએ જીવન નભાવતો. પ્રદ્યોતમાં મહત્વાકાંક્ષા હતી પણ લોલુપતા નહોતી. અનુકંપાની વૃત્તિ હતી પણ સાધન નહોતાં. અભ્યાસ કરવાનો ઉમંગ હતો પણ નિયમિતતા નહોતી: ચિન્તા હતી પણ ઉદ્વેગ નહોતો.



## ઉચ્છ્વાસ ૪ થો.

### વાર્તા વિનોદ.

स्वदेशेभवेत्सर्वथा भक्तिवेशो,
विदेशे च न स्यान्मनाग् द्वेष लेशः ।
सदा क्षीयतां प्राणभृन्मात्र क्लेशः,
सदा स्नेहभावं प्रवर्षेन्महेषः ॥ *

A Hindu Parent.

" સાહેબજી પ્રદ્યોત ? ક્યારના આવ્યા છો ? "

" લગભગ અડધો કલાક થયો હશે. જવાની તૈયારી કરતો હતો ત્યાં તમે આવ્યા. હમે ને કરીમભાઇ બે સાથે ગયા હતા કે શું ? "

"ના, ના, કોર્ટમાંથી આવતાં રસ્તામાં મળ્યા તે તાણી લાવ્યો."

આમ વાતચિત કરતાં ત્રણે જણ અંદર પેસ્તનજીના ઓરડામાં ગયા. બ્હારી પાસેની આરામ ખુરશીપર પ્રદ્યોત બેઠો અને કોચ ઉપર કરીમમહમદ અને પેસ્તનજી પડયા.

* સર્વદા સ્વદેશ પ્રત્યે ભક્તિ થાઓ; વિદેશ તરફ જરા પણ દ્વેષબુદ્ધિ ન થાવ; પ્રાણીમાત્રના ક્લેશનો ક્ષય થાઓ; મહેશ્વર સદા સ્નેહભાવની વૃદ્ધિ કરો.

પ્રદ્યોત—મદ્રાસનાં કોલેજનું સાંભળ્યું કે પેસ્તનજી !

પેસ્તનજી—હા. એ વળી નવુંજ ધતિંગ જાગ્યું છે !

કરીમ મહમદ—શું છે પ્રદ્યોત ! હમણા તો મ્હારાથી પેપર વંચાતાં નથી એટલે કેવળ ઇગ્નરન્ટ ( અજ્ઞાન ) છું.

પ્રદ્યોત—રીસલીના નવા સર્ક્યુલર પ્રમાણે સ્ટુડન્ટસોએ ( વિદ્યાર્થીઓએ ) કોઇપણ પોલીટીકલ મીટીંગ્સ ( રાજકિય સભા )માં ભાગ ન લેવો એવો સરકારનો ઠરાવ થયો છે—

કરીમ—હા. તે તો જાણું છું.

પ્રદ્યોત—હવે મદ્રાસમાં શિવાજી જયન્તિ થઈ તેમાં કોલેજના કેટલાક સ્ટુડન્ટસોએ પ્રીન્સીપાલના ના કહેવા ઉપરાંત ભાગ લીધો હતો તેમને કાઢી મૂકવામાં આવ્યા છે.

પેસ્તનજી—ગવર્નમેન્ટ ( સરકાર )ના આવાં એકશન ( કૃત્યો ) થી સ્ટુડંટસો વધારે ડીસઓબીડીઅન્ટ ( કહ્યું ન માને એવા ) થાય છે. જો આંખ આડા કાન કરે તો આટલું બધું ન થાય.

કરીમમહમદ—એ વાત ખરી; પણ સ્ટુડંટસોને એકટીવ પાર્ટ ( આગળ પડતો ભાગ ) લેવાથી શું અભ્યાસમાં નુકશાન નથી ?

પ્રદ્યોત—અભ્યાસમાં નુકશાન થાય જ; પરંતુ પોલીટીકસ ( રાજકિય ચર્ચા ) ને સાયન્સ ( વિદ્યા ) તરીકે ચર્ચવામાં શું ગેર લાભ ? લેકચર્સ ( ભાષણો ) માં ફક્ત એટેન્ડન્સ ( હાજરી ) આપે એમાં શું નુકશાન ?

કરીમમહમદ—જો એટલેથીજ અટકતું હોય તો બસ. નેશનેલીટી ( પ્રજાત્વ ) ઉત્પન્ન કરાવવાને, સ્વદેશ પ્રીતિ સહ-

જવાને, સ્વદેશની નીડ્ઝ (જરૂરીઆતો) જાણવાને, અને સંસારમાં પડયા પછી દેશસેવા બજાવતાં શિખવાને એ મુખ્ય સાધન છે ખરૂ; પણ સ્કુલને કોલેજ લાઇફ (જીવન)નો વિચાર કરતાં જેને પ્રાઇમિરી ઇમ્પોર્ટન્સ (પ્રથમ ધ્યાન) આપવું જોઇએ ત્હેને સેકન્ડરી (ગૌણ) ગણાય છે અને એને લીધેજ નુકશાન થાય છે.

પેસ્તનજી—ઇંગ્લાન્ડ અમેરીકામાં સ્ટુડંટસો સામે કાંઇ પ્રતિબન્ધ નથી ત્યારે આંહી શું કામ જોઇએ?

કરીમમહમદ—ઇંગ્લાન્ડમાં રાજ્ય પોતાનું છે. પ્રજાત્વ ઉભું કરવાની જરૂર જ નથી. ત્યાંનો એક એક આદમી મીનીસ્ટર (પ્રધાન) થવાની ઉમેદ રાખી શકે છે ત્યારે આપણે ત્યાં એમાંનું કાંઇજ નથી; સરકારની હેલ્પ (મદદ) સિવાય કાંઇ કાર્ય કરવાની શક્તિ નથી. ત્યાંની સ્ત્રીઓ પાર્લામેન્ટમાં બેસવાના હક માગે છે તો એમના પુત્રોમાં કેવા સંસ્કાર હશે તે તે ઉપરથી સ્હમજાય છે. એથી ઉલટું આપણે ત્યાં નથી ઐકયતા, સ્ત્રીઓ કેવળ અજ્ઞાન છે—પુરૂષવર્ગ દેશ શું, આપણે ને દેશને શો સંબંધ છે તે જાણતા નથી. હિંદુ મુસલમાન પારસી એવા ભેદ ઉપરાંત હજારો પેટા ભેદ છે ત્યાં આ બધું સ્હમજ્યા પહેલાં—આપણા લીડર્સો (અગ્રેસરો) ના હેતુ પણ સ્હમજ્યા વિના નકામા મેનીફેસ્ટેશન્સ (આવિર્ભાવ) કરવાં એ અયોગ્ય નથી?

પ્રદ્યોત—કરીમભાઈ ત્હમારૂં કહેવું ઘણે દરજ્જે ખરૂં છે. સ્ટુડંટ તરીકે આપણે બીજી ફરજો ઉપરાંત દેશ પ્રત્યેની ફરજ શિખવાની છે. વિદેશ અને વિદેશીનો તિરસ્કાર એમાંજ સ્વદેશપ્રીતિનો સમાવેશ થતો નથી. વિદેશે આપણને ઘણું શિખવ્યું છે. આપણા

શાસ્ત્રમાં દ્વેષ ન રાખવા ખાસ કહ્યું છે તો ત્હેમના પ્રત્યે એવી લાગણી ન રાખતાં એમનેજ પગલે ચાલી આપણા દેશનો ઉદય કરવા પ્રયત્ન કરવો. ગવર્નમેન્ટનો સ્વાર્થ છે એટલે આવા અંકોશ નાખે છે પણ તેથી અસંતોષ વધારે ઉત્પન્ન થાય છે. આપણે અભ્યાસ અને મનન કરવાનો સમય છે અને દેશની વૉન્ટસ (જરૂરીઆતો) અને તે દૂર કરવાના ઉપાય જાણવા તે પણ અભ્યાસ છે.

એટલામાં શીરીને લીલા મેવાની ત્રણ તાસકો આણી મેજ ઉપર મૂકી અને બોલી—

" પ્રદ્યોતભાઇ ! મૃદુલા ખુશીમાં છે ને ? "

" મ્હને શી ખબર ? હું તો કોક વખત પ્રબોધને ત્યાં જાઉં ત્યારે તિલોત્તમા પાસે જોઉંછું. "

" છુપાવો છો શું કામ ? મુદિતા બ્હેન કહેતાં હતાં ને કે મૃદુલા પ્રદ્યોતને પરણશે. "

" હા એમ થાય તો સારૂં ખરૂં, પણ એમના મામા કાકીને કોઇ તવંગર ખોળવો છે. આપણી પાસે તો શીરીન બ્હેન ! જાત અને હૃદય સિવાય બીજું કાંઈ નથી. "

પેરતનજી—હજી પણ ત્હમારામાં હાવા લો ( હલકા ) વિચારો છે કે ? હું તો જાણતો હતો કે ત્હમારા જેવી સીવીલાઇઝડ કૉમ્યુનીટીમાં (સુધરેલી જ્ઞાતિમાં) એમ નહિ થતું હોય.

પ્રદ્યોત—એતો પૂછશોજ નહિ. જેમ વધારે સીવીલાઇઝિડ ( સુધરેલા ) તેમ વલ્ડલી ( ઐહિક ) વિચારો વધારે,

કરીમ મહમદ—શીરીન બ્હેન ! મફલાનું પ્રદ્યોત જોડે થાય

તો ઘણું સારૂં. બુદ્ધિદા બ્હેન પાસે હું ઘણી વખત જોઉં છું. બુદ્ધિદા અને શાન્તિબાની ટ્રેઇનીંગ ( કેલવણી ) પછી પૂછવું શું !

શીરીન—એતો એમજ થશે. વિનોદરાય અને શાન્તિમાશીએ આટલી વાટય અમસ્તાં નથી જોઇ. પ્રદ્યોતને પરખ્યા છે તેમ પ્રદ્યોત અને મૃદુલાએ પણ એક બીજાને પરખ્યા છે. કેમ પ્રદ્યોત ભાઇ ખરૂં ને ?

" શીરીન બ્હેન ! તમને તો મશ્કેરી કરવાની ટેવ પડી. હજી બી. એ. તો થવા દો."

" ત્યારે તમને હમણો કોણ પરણાવે છે! તમને ઉતાવળ હશે પણ અમને ઉતાવળ નથી તો "

પેસ્તનજી—જો. શીરીન પાછી તું તે તરફની થઈ કે !

શીરીન—તમે કેમ પ્રદ્યોતભાઇનું ઉપરાણું લઈ આવોછો ત્યારે હું બુદ્ધિદા અને મૃદુલાનો પક્ષ ન લઉં કે ?

આટલું બોલી શીરીન અંદર ચાલી ગઇ અને મેવો ખાતાં ખાતાં કરીમમહમદે કહ્યું—

ઠીક ત્યારે. મ્હારે ગુજરાતી વાંચનમાળામાં અમારા પેગમ્બર સાહેબ માટે અપમાનસૂચક શબ્દો વાપર્યા છે તે માટે અરજી કરવા એક મીટીંગ ભરાવાની છે ત્યાં જવાનું છે; વખત થવા આવ્યો છે તો હું જાઉં.

પેસ્તનજી—કમીટીવાળાએ મ્હોટી ભૂલ કરી છે. આથી મુસલમાન લોકો એમ સ્હમજ્યા કે હીંદુ લોકોએ આવું કર્યું છે તે જાણી જોઇનેજ કર્યું છે.

પ્રદ્યોત—એજ દુઃખ છે ને જુવોને પારસી હીંદુ ક્રીકેટ માટે ઓછા ભવાડા થયા હતા. એક બાજુ "સ્વરાજ"ની બુમો પાડીએ છીએ અને બીજી બાજુએ હિંદુ મુસલમાન, પારસીમાં ઐકયતા વધારવાને બદલે ઘટાડવાના ઉપાયો થાય છે. ઈસ્ટ બેંગોલ ( પૂર્વ બંગાલ)માં હીંદુ મુસલમાનની સ્થિતિ જોઇને ?

કરીમમહમદ—ખરેખર હું મ્હારા મુસલમાનભાઇઓ માટે બહુ દિલગીર છું. એ બીચારા અજ્ઞાન છે અને ત્હેમને જેમ દોરવે છે તેમ દોરાય છે.

હિંદુ મુસલમાન પારસીનો ઇન્ટરેસ્ટ (સ્વાર્થ) એક છે એ સહમ જવાની મુખ્ય જરૂર છે.

પેરતનજી—કોન્ગ્રેસના પ્લેટફોર્મ ( સભા મંડપમાં) ઉપર જેવી રીતે હિંદુ મુસલમાન પારસી એ આઇડીઆ ( વિચાર ) નષ્ટ થઇ ઇન્ડીઅન (હિંદુસ્તાની ) એવો વિચાર ઉત્પન્ન થાય છે તેવાં વિચારો જ્યારે આપણા દેશમાં થશે ત્યારેજ પોલીટીકલ રાઇઝ ( રાજકિય ઉન્નતિ ) થશે.

પ્રદ્યોત—એ વિચાર ઉત્પન્ન કરાવવાનુંજ કામ જેટલું આપણું છે તેટલુંજ સ્રીઓનું છે. રીલીજીઅન ( ધર્મ ) કદી આડે આવતો જ નથી. શીરીન બ્હેન, બુદ્દિદા તિલોત્તમા અને કરીમભાઇના ઘરનાં ભેગાં થાય છે તે વખતે એકના પણ મનમાં ઉંચ નીચ જ્ઞાતિ, હીંદુ મુસલમાન પારસી એવો વિચાર થતો નથી તો એ આઇડીઆ (વિચાર) સ્રીઓજ ફેલાવી શકે એમ છે.

કરીમમહમદ—ઠીક ત્યારે હું જાઉંછું. કાલે કોલેજમાં મળીશું.

પ્રીન્સીપાલને કહ્યું કે પેસ્તનજીને ત્યાં પોલીટીકલ મીટીંગ ( રાજકિય સભા ) મળી હતી?

પ્રદ્યોત—હા કહેજો, ને હું ત્હમારા શબ્દોનો વર્બેટમ ( અક્ષરશઃ ) રીપોર્ટ આપીશ. સાહેબજી.

---

## ઉચ્છ્વાસ ૫ મો.

### બુદ્ધિદા.

---

છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન ! સૌભાગ્યથી કૈં !
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન શૃંગારથી કૈં !
બાબા ! ત્હારા મૃદુહૃદયને એ૫ વૈધવ્ય આપી,
ઊંચે ઉંચે તુજ દિલ જશે લેઇ ધીમે ઉપાડી.

કલાપિ.

બુદ્ધિદાનો વિવાહ સુરતના પ્રતિષ્ટિત ગૃહસ્થ ખંડુભાઇના યુવાન પૂત્ર જુગલકિશોર સાથે થયો હતો. વિવાહ થયો તે વખતે જુગલકિશોરની વય બાર અને બુદ્ધિદાની વય સાતની હતી. જુગલકિશોરમાં કોઇપણ તરેહનો વાંધો નહોતો. ખંડુભાઇની આર્થિક સ્થિતિ ખોટી નહોતી. જુગલકિશોરના મ્હોટાભાઇ શશીકાન્ત એક ન્હાના રાજ્યમાં કારભારૂં કરતા અને જુગલકિશોરની માતા સ્વભાવે કંકડ-

ધજ હતી. વિનોદરાય તથા શાન્તિગૌરીને જુગલકિશોરની સાથે વિવાહ કરવાનું ના પસંદ એટલાજ માટે હતું કે કુટુમ્બમાં ક્ષયનો રોગ હતો અને જુગલકિશોર નિરંતર સાજો માંદો રહેતો હતો. " જુગલકિશોર ભણવામાં હુંશીયાર છે. કોઇ પણ તરેહનું વ્યસન નથી તો શા માટે આવો વર ખોવો ? એકને ક્ષય થયો એટલે બધાને ક્ષય થાય એવો વ્હેમ શો ? સાજા શરીરવાળા જમાઇઓ આપણા કુટુમ્બમાં સદતા નથી, ત્હારા કાકા, ત્હારા માસાના ગંજાવર શરીર હતાં તોએ ન્હાનપણમાં ચાલ્યા ગયા, એવા એવા દાખલા આપી ઘણી તકરાર પછી વિનોદરાયનાં વડિલોએ જુગલકિશોરની સાથે વિવાહ કરાવ્યો. લગ્ન થયું તેજ વર્ષે જુગલકિશોર મેટ્રીકમાં પસાર પડયો ને કોલેજમાં ગયો. બુદ્ધિદા સાસરે જતી થઇ ને સારાં પગલાંની ગણાવા લાગી. બુદ્ધિદા કોમળ અને સ્નેહાળ અન્તઃકરણની હોવાથી પતિને જોતાં અડધી અડધી થઇ જતી. પતિનું શરીર સાચવી અભ્યાસમાં ઉત્તેજન કરાવનાર બુદ્ધિદાજ હતી. જેઠાણી કારભારીના પત્ની એટલે સાસુજી કાંઇક એમની શેહમાં દબાયાં રહેતાં હતા અને બુદ્ધિદાનો વિવાહ તોડવાની બુદ્ધિદાના માતા પિતા તરફથી બહુ તજવીજ થયેલી એટલે બુદ્ધિદા ઉપર સાસુની કરડી આંખ હતી. જુગલકિશોર "વહુ ઘેલો છે " " સાસુ સસરાની સોડયમાં પેસતો જાય છે. ", એવો અપવાદ આવતો. આ સહુ જુગલકિશોર સ્હમજતો અને મનમાં મુઝાતો. મૂળ દો શરીર અશક્ત અને ત્હેમાં આવી ચિંતાથી શરીર વધારે બગડે માટે બુદ્ધિદા પોતાનાં દુઃખની, કોઇનાં મેણા ટુણાની વાત જુગલકિશોરને જરા પણ કહેતી નહિ. " પતિને શી રીતે સુખી કરૂં", એજ બુદ્ધિદાની ચિન્તા હતી અને પતિને સંતોષી વિનોદરાય

અને શાન્તિગૌરીની કીર્તિ વધારી હતી. અભ્યાસમાં સરળતા કરી આપવા, જોયતાં પુસ્તકો લાવી આપવા, ખાવા પિવામાં ખાસ ચિવટ રાખી મન ભાવતું કરી આપવા, ફુરસદની વેળાએ સાથે શેતરંજ બાજી રમવા, કોઇ સારૂ પુસ્તક અગર પેપર વાંચી સંભળાવવા, અને વાર્તાવિનોદ કરી પતિને આનંદિત કરવાની ખાસ ચિવટ રાખતી. પતિને માટે પિયર દિવસોના દિવસો ન જતી, હેઠળ સાસુ વિગેરેના શબ્દો સાંભળતી પણ પતિને સંતોષતી.

જુગલકિશોરનું શરીર, ઇશ્વર કૃપાથી કહો અથવા સાધ્વી પત્નીના પરિસેવનથી કહો પણ ગમે તે કારણથી સુધરતું ગયું; ઉધરશ ઓછી થઇ; તાવ દર પંદર દિવસે આવતો તે મહિને મહિને આવવા લાગ્યો. બુદ્ધિદાના મનમાં વધારે ઉમંગ થયો અને પતિ પત્ની વિશેષ આનંદ ભોગવવા લાગ્યાં.

આસો મહિનાની પૂર્ણિમા હતી; રાત્રીના અગિયાર વાગ્યા હતા; તાપી નદિ જોસ ભેર વહ્યા જતી હતી; ત્હેની અંદર હાલતાં ચંદ્ર કિરણો હીરાકણીકાની સમાન ઝળકતાં હતાં; દુર મ્હોટી હોડીઓમાં માછી લોકો એકતારો અને મંજીરા સાથે ભજન લલકારતા હતા ત્હેનો આછો સ્વર આવતો હતો; મંદ અનિલ આવી હૃદયને અને શરીરને શાન્ત કરતો હતો; જુગલકિશોર પોતાની પત્ની બુદ્ધિદા સાથે તાપી કિનારા ઉપર આવેલા ન્હાના ઘરના છજામાં બેઠો હતો. હાથમાં શ્રીયુત મણીલાલ નભુભાઇનું ઉત્તર રામચરિત્ર નાટક હતું; એનો ત્રીજો અંક મ્હોટેથી વાંચતો હતો અને બુદ્ધિદા પતિના ખોળામાં સુતી સુતી ઘડિમાં ચન્દ્ર સ્હામું, ઘડીમાં

નહિ તરફ અને ઘડિમાં પતિના પડતા બોલો ઝીલતી હોય તેમ પતિ સ્હામું નિહાળતી સાંભળતી હતી.

મુંઝાયે છે હૃદય અતિશે, દેવિ ! ગાત્રો ગળે છે; +
સંસારે સૌ ઉજ્જડ દિસતો ચિત્ત મ્હારૂં બળે છે;
ધ્રુજતો આ ગહન તિમિરે ડુબતો જીવ જાય;
દુર્ભાગી હું કરૂં શું ? સઘળે મોહ અંગે ભરાય.

આ શ્લોક વાંચતાં વાચતાં જુગલકિશોરના વિચાર પોતાના શરીર તરફ ગયા; "મ્હારા પછી મ્હારી બુદ્ધિદાનું કોઈ નથી" એ વિચાર ઉદ્‌ભવ્યો અને એની સાથેજ ઝળઝળીયાં આવ્યાં; અને એકજ બિન્દુ મૃદુ હૃદયની બુદ્ધિદા ઉપર પડ્યું. પડતાંની સાથેજ સાફાળી ઉઠીને બોલી—"વ્હાલા! પાછા શા વિચારમાં પડ્યા. મ્હને નહિ કહો ?"

"બુદ્ધિદા ! રામચંદ્રજી જાનકીને દયા લાવવાનું કહે છે અને હું તો ત્હારી ઉપર દયા લાવું છું."

"પણ છે શું ! મ્હારા ઉપર તમારો સ્નેહ ઓછો છે, કે દયાની જરૂર પડે ?"

"'દેવિ ગાત્રો ગળે છે' એ ઉપરથી શરીર ઉપર વિચાર આવ્યો અને ત્હારૂ ભવિષ્ય સાંભર્યું."

"વ્હાલા ! એવું અનિષ્ટ ન બોલો ! એવા વિચાર કરી શરીર ન બગાડો. જો મ્હારાજ ઉપર દયા લાવતા હો તો એ વિચાર જ કાઢી નાંખો."

---

+ મંદાક્રાન્તા વૃત્ત

" ત્હારા જેવી સ્નેહાળ-નિસ્વાર્થી પત્ની મળવી મુશ્કેલ છે. વિનોદરાય અને શાન્તિબાનું કલ્યાણ થજો. મૃદુલા પણ એવી થશે એ ખાત્રી છે. પણ, ત્હારે માટે કાંઇ ગોઠવણ કરવી જોઇએ.

" ગોઠવણ ? શી ગોઠવણ ! શેની ગોઠવણ ! હું સ્હમજી. વ્હાલા કિશોર ! એવું બોલી ત્હમારી વ્હાલીને દુઃખી ન કરો. "

* न कामये भर्तृ विना कृतं सुखम्,
न कामये भर्तृ विना कृतं दिवम् ।
न कामये भर्तृ विना कृतं श्रियम्
न भर्तृहीना व्यवसामि जीवितुम् ॥

એ મહા ભારતમાંથી સાવિત્રી આખ્યાનનો શ્લોક ત્હમે જ શિખવ્યો છે ને આમ શું પૂછો છો. "

આટલું બોલતાં બુદ્ધિદાનું હૃદય ભરાઇ આવ્યું; જુગલકિશોરને પણ લાગણી થઇ.

લુછાવતાં તું પણ લુછજે સ્નેહીનાં આંસુડાંને;
આંસુડાના વિનિમય મહિં જન્મ સાફલ્ય હા છે.[1]

એ રીતે બંને શાંત થયાં; સ્નેહના આવિર્ભાવથી હૃદય શાન્ત થયાં; કૌમુદીના શીતલ કીરણે દ્રષ્ટિ શાન્ત થઇ અને તાપી નદીના શીતલ પવને શરીર શાન્ત થયાં.

---

* પતિ વિનાના સુખની મ્હને ઇચ્છા નથી, પતિ વિનાના સ્વર્ગની મ્હને પરવા નથી, પતિ વિનાની લક્ષ્મી મ્હારે જોઇતી નથી, પતિ વિના મ્હારે જીવવું નથી. ૧ રા. લલિત.

" ભાઇ ! ખંડુભાઈ ગભરાયા છે ને ત્હમને બોલાવે છે "
એમ કહી ચાકર ચાલ્યો ગયો. જુગલકિશોર અને બુદ્ધિદા અંદર ગયાં. ખંડુભાઈ ક્ષયથી પીડાતા હતા; દાકતરોની સલાહથી તાપી નદીના કિનારે હવા ફેરને માટે લાવવામાં આવ્યા હતા. રાત્રે આઠ વાગ્યે એમના ખાટલા પાસે કુટુમ્બ બેઠું હતું અને સર્વને બોધ આપતા હતા. રાતમાં તાવ એકદમ ઉતરી ગયો અને તે સાથે જ અશક્ત વધારે થયા. નજદીકમાંથી દાક્તરને બોલાવવામાં આવ્યા પણ તેમની મદદ આવ્યા પહેલાં ખંડુભાઇએ દેહ ત્યાગ કર્યો. મ્હોટાભાઇને તાર કરવામાં આવ્યો. પિતાનું મૃત્યુ જુગલકિશોરને બહુ સાલ્યું. આખા કુટુમ્બમાં જુગલકિશોર અને બુદ્ધિદા પ્રત્યે સ્નેહાળ વૃત્તિ રાખનાર એમના સિવાય કોઇ નહોતું. શશીકાન્તભાઇ અને ભાભી રાજ્યની માફક ઘરમાં પણ ગજ્ય ચલાવવા લાગ્યાં. જુગલકિશોરે વાતમાં ને વાતમાં પિતાનું વીલ દેખાડવા ભાઇને વારંવાર કહ્યું; શરમ મૂકીને બુદ્ધિદા માટે પોતાનું શરીર નરમ રહેતું હોવાથી કાંઇક કરવા વિનવ્યા પરન્તુ " હું બેઠો છું પછી ત્હારે શું છે ! જેવી ફીકી ત્હેવી બુદ્ધિદા ! ત્હને કાંઇ થવાનું નથી. પ્હેલા કરતાં શરીર સારૂં છે." એ સિવાય બીજા ઉત્તર મળતા નહિ. ખંડુભાઇના વખતમાં જુગલકિશોરને બે ચાર રૂપીઆ હાથ ખર્ચીના મળતા; શશીકાન્તના કારભારમાં તે પણ ગયા. જુગલકિશોર પોતાની સ્થિતિ સ્હમજતો. અને ક્યારે ઠેકાણે પડું એ વિચારે અભ્યાસ પાછળ મહેનત કરતો. ગરીબ બિચારી બુદ્ધિદા પતિનું અંતઃકરણ દિવ્ય ચક્ષુએ જોતી, ત્હેના વિચાર વાંચતી અને પિતા પાસેથી લઇને તેમજ ભરી ગુંથીને પૈસા ઉત્પન્ન કરી પતિને સોંપતી.

બી. એ. ની પરીક્ષા આવી; ફોર્મ ભર્યું; રાતદિવસ મહેનત કરી છેલ્લી પરીક્ષા પાસ કરવા ઇચ્છ્યું. બુદ્ધિદા ત્હેની સાથે જાગતી, પતિને પાણી, દુધ વિગેરે માટે તત્પર રહેતી અને પતિને સુવાડી પછી સૂતી. પરીક્ષાનો દિવસ આવ્યો. " આજ રાતની ગાડીમાં મુંબાઈ જવું છે " એવો નિશ્ચય થયો; સામન તથા ખાવાનું તૈયાર કરવામાં આવ્યું; મિત્ર મંડળને મળી આવ્યો અને સાંજના પાંચ વાગ્યે તાવની સ્હેજ ઝણુઝણી જણાઇ. ચાહ ક્વીનાઇન લીધું. રાતરે સેકન્ડ ક્લાસની ટીકીટ લઈ ગાડીમાં બેઠો. સ્હવારે ગ્રેન્ટરોડ ઉતરતા તાવ ભરાયો; પ્રબોધ તેડવા આવ્યો હતો. ઘેર આવ્યા; દાક્તરને તેડવા મોકલ્યું. સ્હાંજ સુધી તાવ ન ઉતર્યો; ઉધરશ વધી; દાક્તરની સલાહથી પરીક્ષામાં બેસવું માંડી વાળ્યું. કાંઇક આરામ થાય તો જવું. એ વિચારથી બે ચાર દિવસ મુંબાઇ ગાળ્યા; કાંઇ આરામ ન થયો. બુદ્ધિદાને, શશીકાન્તને તાર કરી મુંબાઈ બોલાવ્યા.

વિનોદરાય અને શાન્તિગૌરીએ બુદ્ધિદાને પતિસેવા વિના સંકોચે કરવાનું કહ્યું. પતિ પત્ની મળ્યાં. હૃદય હૃદય આગળ ઉંબ્રડયાં; અને પતિને શાન્ત કરતી બોલી.

" વ્હાલા ! ગભરાશો નહિ. ત્હમને મટી જશે હોં ? "

" બુદ્ધિદા ? હવે મ્હને મટે કે ન મટે ત્હેની દરકાર નથી. ત્હને મળવાની આકાંક્ષા હતી અને પુજ્ય વિનોદરાય અને શાન્તિબાએ સ્નેહ પૂર્વક રસ્તો ખુલ્લો કરી આપ્યો છે. "

" મટશેજ. કેમ ન મટે ! વ્હાલા ત્હમે બીજી ચિન્તા ન કરશો હો ! આપણે કાંઈ જોયતું નથી. ત્હમારે ને શશીકાન્તભાઇને

જે વાત થઇ હતી તે જાણું છું. મ્હારા સમજ્યે એ વાત ઉપાડો તો કે એનો વિચાર કરો તો. ”

“ વ્હાલી ! તું એકલી ગભરાઇશ નહિં ! ત્હારા જેવી પ્રેમાળ પત્ની મળ્યા પછી અન્ય સ્ત્રીની સાથે લગ્ન કરનાર પુરૂષ પાપાણુ હૃદયના હોવા જોઇએ. જન્મોજન્મ આવી પત્ની મળજો. વ્હાલી ! મ્હને શશીકાન્તભાઇ કે ભાભી ઉપર વિશ્વાસ નથી. ખુંડુભાઈની વાત જુદી હતી. પણ વિનોદરાય–શાન્તિબા–પ્રબોધ, તિલોત્તમા અને મૃદુલા દિવ્યાંશી છે. એટલે તારી ફિકર નથી.

નથી કોઇ પ્રેમી જીવન સરખે ! નિત્ય છુટડાં,
મળીશું વ્હાલી ! હા! પ્રભુજી દરબારે ફરી વળી *

“ વ્હાલા ! આમ ન બોલો ! શાન્ત થાઓ ! મંગલમય પ્રભુને સંભારો ! ત્હમને કશું થવાનું નથી. લ્યો દુધ પીઓ ”

દુધ આપતાં જુગલકિશોરના શરીરમાં અવચિન્હો જોયાં કોમળ હૃદય વાળી બુદ્ધિદા ગભરાઇ; હાથમાંથી પ્યાલો પડી ગયો; બા ! વિનોદભાઇ ! એટલાજ શબ્દ કાઢી શકી.

વિનોદરાય શાન્તિગૌરી પ્રબોધ શશીકાન્ત આવી પહોચ્યાં અને જોયું તો “ બુદ્ધિદાનું જીવન સર્વસ્વ લુંટાઈ ગયું હતું. ”

બુદ્ધિદા સધવા મટી વિધવા થઇ; સનાથ મટી અનાથ થઇ. વિનોદરાય અને કુટુમ્બે બુદ્ધિદા માટેજ હૃદય ક્ષોભ દબાવ્યો. દિવસ માસ વિતવા લાગ્યા “ સર્વ ગુણ સંપન્ન પણ શરીરે અશકત વરને

---

* ક. ન્હાનાલાલ દલપતરામ.

ન આપવા મ્હારા દૃઢ નિયમમાં હું સ્ખલિત થયો તેનું ફળ મ્હારી પુત્રીને ભોગવવાનું; " એ વિચાર વિનોદરાયના મનમાંથી ખસ્યો નહિ.

શશીકાન્તભાઇ સ્વતંત્ર થયા; ભાભીને શું કામ સંભારે? જે બુદ્ધિદા સારાં પગલાંની લેખાઈ હતી તેજ બુદ્ધિદા માટે " મોઈ રાંડ કોણ જાણે કેવાયે પગલાંની આવી કે ઘરમાંથી શોક જતો નથી " એવા શબ્દો વપરાવા લાગ્યા. પતિના છતાં જે " ભાભી " " કાકી " મામી " ના શબ્દોથી વધાવવામાં આવતી તેજ બુદ્ધિદા પ્રત્યે કોઇ નજર નાંખતું નહિ; તેજ બુદ્ધિદા માટે જીવન વ્યવહાર ચલાવવા માટે કાંઈ ગોઠવણ થઇ નહી. સૌ કોઇ તિરસ્કાર કરવા લાગ્યું; હડહડ કરવા લાગ્યું. આખરે વર્ષને અન્તે વિનોદરાયે પોતાની પાસે બોલાવી લીધી.

બુદ્ધિદા પિતાને ઘેર આવી કાંક સુખી થઇ. પતિની હૃદયંગત છબી વિસરાઇ ન્હોતી; પતિની પાછળ સ્નેહથી શરીર અને મનના ઉપભોગના ભોગ આપી જીવન ગાળવામાં દિવસ વ્યતીત કરતી હતી.

" પ્રિય સ્વામિને શાન્તિ મળે એવું અનેરૂં આદરૂં,
ત્યારેય આ અવશેષ જીવન જગતમાં જીવ્યું ભલું. ×

એ ત્હેનું જીવન સૂત્ર હતું. મૃદુલાની કેળવણી પોતાને હસ્તક લીધી હતી; ગૃહ શિક્ષણ ઉપરાંત ત્હેના મન અને શરીરને કેળવવા ખાસ ચીવટ રાખતી; ફુરસદની વેળાએ સાવિત્રી વિગેરે સ્વદેશી

× વસન્તવિનોદી.

અને વિદેશી સન્નારીના આખ્યાન સંભળાવતી; રોમ ગ્રીસ જાપાન તેમજ આપણા દેશની દેશભક્ત સ્ત્રી પુરૂષોનાં અનુકરણીય ચરિત્રો સ્હમજાવતી; મૃદુલાની સાથે કોકવેળા શાળામાં જઇ દેશના રાજ્યબંધારણનુ રસિક અને સરળ વર્ણન આપતી. અને કોક સમયે સાંજ સ્હવાર બાબુલનાથ મહાલક્ષ્મી વિગેરે સ્થળે દેવદર્શન કરી દરિયા કિનારે સૃષ્ટિ સૌંદર્ય જોતી-ન્હાની મૃદુલાના મનમાં ઇશ્વરત્વ, મનુષ્ય જીવનની નિર્મળતાનું સપ્રેમ ભાન કરાવતી અને મૃદુલા ન હોય ત્યારે જુગલકિશોરની હૃદય પાસે રાખેલી છબી કાઢી સ્નેહાશ્રુથી ન્હવડાવી જીવન્મિત્રનું સ્મરણ કરતી. આ સમયની ત્હેની મુખમુદ્રા કાંક અલૌકિકજ થતી. મહર્ષિઓ હજારો વર્ષ તપ કરી ઇશ્વરના ધ્યાનમાં લીન થયેલા હોય છે અને બંધ નેત્રે ઇશ્વરની મૂર્તિ મ્હો આગળ ઉભી હોય અને સ્હેજ સ્મિતહાસ્ય દેખાય છે તેમ આ નિર્દોષ સાધ્વી બુદ્ધિદા કલાકના કલાક સુધી મૂઢ જેવી બેસી રહેતી; આંખો મીંચાઇ જતી; હૃદય આગળ પ્રિયતમની મૂર્તિ ઉભી રહેલી હોય તેમ મળ્યા સમાન આનંદ માનતી અને વાત કરતી હોય તેમ હોઠ ફફડાવતી.

બુદ્ધિદા સ્વહિત કરતાં પરહિતમાં વધારે આનંદ માનતી અને પતિના આત્માની સાથે સંબંધ રાખતી હોય તેમ એનુંજ સ્મરણ કરી એને પ્રિય હતાં એવા કાર્યમાં પ્રવૃત્ત રહેતી. ઘરમાં વિનોદરાય, અને શાન્તિ એને જરાએ ઓછું આવવા દેતાં નહિ. બુદ્ધિદાના આવા દ્રઢ સંકલ્પથી કાંઇક નવુંજ દિવ્ય તેજ દેખાવા લાગ્યું અને બુદ્ધિદા પતિને પ્રત્યેક દિવસ દિવ્ય ચક્ષુએ જોવા લાગી હોય એમ સર્વને ભાસવા માંડયું. શુદ્ધ અને નિઃસ્વાર્થ સ્નેહને શું અશકય છે?

# ઉચ્છ્વાસ ૬ ઠ્ઠો.

## વિદુલા

" હશેજ શું આ ! વર યોગ્ય આના. "

રવીવાર હતો; સાંજના પાંચ વાગ્યા હતા; ડૉ અવિનાશના બંગલામાં શૈલેન્દ્ર પોતાના હોલમાં બેઠો હતો; હાથમાં એક પાન લઇ સુડી વતે ધીરે ધીરે ત્હેની નસો કાઢતો હતો; કાથા ચુના તમાકુંની ડાબલીઓ પડી હતી; રહામે ઓફીસનો કલાર્ક ને પોતાનો મિત્ર મુળશંકર ગાદી ઉપર લાંબો થઇ પડયો હતો અને ઓફીસના તડાકા મારતો હતો. એટલામાં બંગલાના અંદરના ભાગમાંથી વિદુલા અને સીવીલ સર્જન મી. લ્યુકાસની પુત્રી મીસ લ્યુસી નિકળ્યાં. વિદુલાએ બુટ મોજા, શ્વેત ચણીયો, શ્વેત પોલકો અને શ્વેત ઓરણું પહેર્યું હતું; હાથમાં ગુલાબનું પુષ્પ હતું; બન્ને જણાએ બ્હાર પડેલી સાઇકલો લીધી અને તે ઉપર બેસી બ્હાર ગયાં.

" શૈલેન્દ્ર ? સીવીલ ઇસ્પીતાલમાં ટેનીસ રમવા જતાં હશે "

" કોણ જાણે કયાં જતાં હશે. આપણે તો વચમાં પડતાજ નથી"

વિદુલાનો વિવાહ હજી નથી કર્યો તે ઠીક નહિ. ગામમાં બહુ વાતો થાય છે "

ત્હમારા ગામવાળા તો મૂર્ખા છે, વિવાહ નથી કર્યો તેમાં એમનું શું જાય છે "

" એમ નહિ ! પણ વિદુલા કેટલી મ્હોટી થઇ છે. હવે તો લગ્ન થવું જોઇએ "

મ્હોટી ન્હાનીની વાત જુદી છે પણ લોકને શું? પાંચ વર્ષની છોકરીનું લગ્ન થાય અને પછી વિધવા થાય અગર એમને એમ મ્હોટી ઉમર સુધી સાસરે કંઈ કારણસર ન જોતી હોય તો લોકો છાના માના બેશી રહે પણ લગ્ન ન થયું હોય એવી મ્હોટી ઉમરની કન્યા માટે ગમે તેમ બોલે તે કોના ઘરનો ન્યાય ? "

" તે ખરૂં પરન્તુ વિવાહ કરી રાખવાથી મા બાપનુ તેમજ કન્યાનું પોતાનું મન સ્થિર રહે છે. વિદુલા સ્વભાવે તેમજ વર્તને સારી છે. પણ રહેણી કરણી એવી થઈ છે કે, સામાન્ય રીતે એવી રહેણી કરણી વાળો પતિ ન મળે તો અંતઃકરણમાં ગ્લાનિ થાય. માટે જો વર, ઘર યોગ્ય ખોળ્યું હોય તો બસ. આપણા જેવાને તો પંદર વીસ રૂપીઆની નોકરી મળી એટલે સંતોષ, પણ એમ. એ. એલ. એલ બી થયેલાને દસ બારની નોકરી મળે તો ત્હેને કેવું થાય ? જ્ઞાનનેજ માટે અભ્યાસ થાય છે, એમ મનમાં હોય તો ગમે તેટલા પગારથી પણ અસંતોષ નથી થતો; તેમ આવી સ્થિતિમાં રહેનાર કન્યામાં ઉચ્ચ વિચાર ઠસાવ્યા હોય તો પછી વાંધો નહિ. "

આ વાત થતી હતી ત્યાં શૈલેન્દ્રની પત્ની સુશીલા ચાહના બે પ્યાલા મૂકી ગઈ. ચાહ, પાનપટી ખાઈ મુળશંકર ઘેર ગયો અને સુશીલા દાખલ થઇ.

" મ્હારે મ્હોડે તો ત્હમે આટલું બધું વિદુલા બ્હેનનું વાંકુ બોલતા હતા અને મુળશંકરની સ્હામે તો લડવા તૈયાર થયા હતા. "

" એ ત્હને શી ખબર પડે ? બીજાને મ્હોડે ઘરની વાત એમજ થાય. "

વિદુલા બ્હેનને તો હવે પરણાવવાં જોઇએ હોં. બજ્યું ત્હમારા ઘરનો તે સુધારો છે; આપણે ત્યાં તો કેવી કેવી વાતો ઉડે છે. મ્હારા પીયરથી કાગળ આવ્યો છે તેમાં લખે છે કે " અમે સાંભળ્યું છે તે ખરૂં કે કેમ, "

" ત્હારા પિયરીઆંને તો બીજો ધંધોજ નથી. ફલાણાને આમ થયું અને ફલાણીને આમ થયું. અડચણ હોય તો બે વરસ મોડુંએ લગ્ન થાય. "

" એની હું કયાં ના કહું છું. ભલે ને મીરાંબાઇ રહે, મ્હારૂં શું જાય છે. મ્હારા પીયરીઆની વાત આવે છે કે ત્હમે ઉતરી જ પડો છો. "

" ભાઇ ! સાહેબ બોલાવે છે !" એટલું કહી નોકર ચાલ્યો ગયો.

ડૉ. અવિનાશ બંગલા બ્હાર ' કૌમુદી મહોત્સવ ' વાળી જગામાં આરામ ખુરશી નાંખી પડ્યો હતો. હાથમાં " ટાઇમ્સ ઑફ઼ ઇંડિયા " હતું. કમળા, સ્હામેની બીજી આરામ ખુરસીપર પડી પડી રેસકોર્સ ઉપર જતી આવતી ગાડીઓ જોતી હતી. નાના રાઉન્ડ (ગોળ) ટેબલપર ચાહના પ્યાલા અને પાનની તાસક પડી હતી. શૈલેન્દ્ર આવી ત્રીજી ખુરસીપર બેઠો.

શૈલેન્દ્ર ! આપણે વિદુલા માટે તજવીજ કરવી જોઇએ. આપણે રહ્યા પરદેશ એટલે કોણ કોણ છોકરાઓ છે એ ખબર ન પડે. અમુક ન્યાતમાંજ રહ્યા એટલે ફાવને !

" જાઓ જાઓ ! ત્હમે તો બહુ સુધરી ગયા. શું ત્યારે સાહેબ ને આપવાની મરજી હતી. કોઈ સાંભળે તોએ મુર્ખા કહે. શૈલેન્દ્ર તું એમના બોલવા સ્હામું જોઇશ નહિ. સાહેબ લોકોની સાથે રહેવાથી એમના તો એવા વિચાર થઈ ગયા છે.

તું રવીન્દ્ર પ્રદ્યોત કે કોઇને લખી તજવીજ કર. આપણી તિલોત્તમાનો કાગળ આવ્યો છે. તે વાંચી જો. એ પદ્મનાભ માટે લખે છે. એ કેવો છે તે આપણે જાણતા નથી. "

શૈલેન્દ્રે હાથમાં કાગળ લીધો અને વાંચવા માંડયો.

મુંબાઈ, તા. × × ×

અ. સૌ. મા. બ્હેન,

વિ. વિ. જે ત્હારો કાગળ પહોચ્યો છે.

મ્હારે શરીરે સારૂં છે પણ પુરી હકીકત પછીથી લખીશ. મ્હારે ત્યાં આવવું પડશે. મ્હારી ન્હાની નણંદ મૃદુલાનો વિવાહ નાના મામા સાથે થશે. નાના મામા અહીંઆં વખતો વખત આવે છે. નવેમ્બરમાં મામા બી. એની પરીક્ષા આપશે પછી લગનની વાત થશે. મૃદુલા અને મામાનું જોડું સારૂં થશે. અને નાના મામાની રોજ મશ્કરી કરૂંછું. આવતી સાલ લગ્ન થશે એમ લાગે છે. હવે વિદુલા માટે તજવીજ થાય તો સારૂ. વિદુલામાં કોઇ પણ તરેહનો દોષ નથી પણ જરા ઠરેલ નથી. વરને માટે તો આમ વાંધા પડે છે અને એને યોગ્ય વર મળશે કે કેમ તે શક છે. પદ્મનાભ ઠીક છે. બહુ ભણેલ નથી પણ ખાસ દોષ નથી. ઘર ઠીક ઠીક છે. અક્ષયકુમારીની છોકરીને માટે તજવીજ થાય છે એ થશે તો વિદુ-

લાને વાંધો આવશે, માટે હવે તો આંખ્યો મીચી કરવું ઠીક છે પછી ત્હને ને ભાઇને ઠીક પડે તેમ કરજે. વિદુલાનું મન-વિચાર બહું ઉચે ઉંડે છે, ઇશ્વર એને સુખી કરે. શૈલેન્દ્ર તથા સૌ. ભાભીને પ્રણામ. રવિન્દ્ર આઠે દશે મ્હોં દેખાડે છે. ત્હમારા બધાના સમાચાર લખજો. મ્હારાં સાસુએ તેમજ બુદ્ધિદા બ્હેને પ્રણામ લખાવ્યા છે. હું થોડા દિવસમાં આવીશ. ખાવું બીલકુલ ભાવતું નથી. ભાઇને કહી દવા મોકલજે. લી૦

**આજ્ઞાંકિત.**

સૌ. તિલોત્તમાના દંડવત્.

" બ્હેન, તે તિલોત્તમાને શું થયું છે ? અહીં કેમ આવે છે ?"
" એને કાંઈ હશે એટલે ભાવતું નહિ હોય. તિલોત્તમા બહુ રાંક. કાંઇ જોયતું હશે પણ એનાથી મંગાતુ નહિ હોય. એની જગાએ વિદુલા હોય તો જરાયે શરમાય નહિ, "

' એ શા કામનું. ખેર ત્યારે હવે એને આંહી બોલાવી લ્યો."

" વારૂ પણ પદ્મનાભને માટે તું લખજે અને જેમ બને તેમ જલ્દી નક્કી કરી નાંખીયે નહિ તો વળી રહીશું. "

" પદ્મનાભ આમ સારો છે પણ કાંક જૂના વિચારનો છે, એટલે વિદુલાને હરવા ફરવાનો ઠાઠ મૂકી દેવો પડશે. "

" આમ થાય ત્યારે એમ થાય છે કે ન ભણાવી હોત તો સારૂં. તિલોત્તમા બળી જાય એવી અને વિદુલાને આ જોઇએ ને આ ન જોઇએ એવું ખરૂં. સાંભળો છો ? વિદુલાને અસંતોષ થવાનો અને આપણે સોસવાનું. "

" જ્યાં સુધી મ્હમારી કાસ્ટ-સીસ્ટમ (ન્યાત જાતની પદ્ધતિ) છે. ત્યાં સુધી એમ થવાનું જ. "

" મ્હમને તો પૂછીયે જ શું ? જ્યાં વાત કરી કે કાસ્ટ સીસ્ટમની વાત. અત્યારે એકલા મ્હારા મ્હમારાથી કાઢી નંખાય એમ છે. હાલ તો જે છે તે ખરૂં. તિલોત્તમા માટે જેટલી ફિકર ન થાય તેટલી વિદુલા માટે થાય છે.

" બ્હેન ! પણ વિદુલા છેક એવી નથી હોં. પ્હેલું લાગશે પણ આગળ જતાં ઠીક થશે. અને બને તો તિલોત્તમા, બુદ્ધિદા, એવાની સાથેજ રહેવાનું થાય તો સારૂ.

" શૈલેન્દ્ર ! પણ તું આજ ને આજ કાગળ લખી પદ્મનાભને માટે નક્કી કરી નાંખજે. ભૂલીશ નહી હોં ! વિદુલાને જે અને જેવી કેલવણી આપી છે તેવો વર મળે એમ નથી. કેળવણી આપીયે તો છીયે. નવા વિચાર ઠસાવીયે છીયે પણ પછી અસંતોષ ન થાય એમ પહેલા સુઝયુ હત તો આટલો વિચાર કરવાનો ન રહત.

" શૈલેન્દ્ર ! આજનું પેપર વાંચ્યું કે ! કાઉન્સીલની સ્પીચો (ભાષણો) વાંચવા લાયક છે. "

" મ્હને ક્યાં વખત મળે છે ? હું તો પેપરો બીલકુલ વાંચતોજ નથી. કાઠીયાવાડ ટાઇમ્સ કોઇકવાર વાંચું છું "

" કેવો મૂર્ખો છે ? આટલા બધાં પેપર આવે પણ એક વાંચવાનો વખત ન મળે. આજકાલ શું બને છે તે તો જાણવું જોઇએ ! એકલું કમાવું એજ જીવનનો ઉદ્દેશ છે ! ટાઇમ્સ, ગુજરાતી એવું કાંઇ વાંચીયે તો વિચાર ખીલે અને દેશમાં શું ચાલે છે તે ખબર પડે ! "

" ત્હમને ફાવે પણ એને શી રીતે ફાવે. દસ વાગ્યામાં ઓફિસમાં જાય, થાકયો પાકયો ૭ વાગે આવે, પછી શી રીતે વાંચે "

ડૉ. અવિનાશ કાંઈ કહેવા જતા હતા. પણ એટલામાં વિદુલા આવી એટલે વાત અટકી.

" વિદુલા ? તિલોત્તમા આવે છે. ત્હારા ન્હાના મામાનો વિવાહ થાય છે. "

" હેં ! મ્હોટી બ્હેન કયારે આવે છે. મ્હારે ઠીક પડશે. હમણાનાં તો દેખ્યાં જ નથી. કેમ આવે છે ? મામાનો વિવાહ કોની સાથે થાય છે !

" તિલોત્તમાને સારો દિવસ હોય એમ લાગે છે અને એને શરીરે ઠીક નથી રહેતું એટલે આવે છે; અને પ્રદ્યોતનો વિવાહ મૃદુલા જોડે થશે. "

" આજ હું મ્હોટી બ્હેનને અહીં વ્હેલાં આવવા જરૂર કાગળ લખવાની, મામાને વહુ તો સારી મળવાની. જેવા મ્હારા મામા તેવીજ મૃદુલા છે. ભાઈ ! હ્યુસી અને હું ટેનીસ રમી સાઈકલ ઉપર આખા રેસકોર્સનું સર્કલ લઈ આવ્યાં; મ્હોટા સાહેબ ને ડાક્તર સાહેબ બગીમાં મળ્યા હતા. અમને જોઇ હસી સલામ કરી હતી "

" વિદુલા ! બહુ આઘા સૂધી ફરવા ન જવું. "

" હું કયાં એકલી હતી ? ફરવા ગયા વિના નથી ગમતું. "

" બ્હેન પણ ફલાણા વગર નજ ચાલે એ ન લાવીયે. જો તિલોત્તમાને એવું કાંઇ છે. બધી વખત ફરવા જવાય કે' નયે જવાય,

માટે વિચાર કરવો. બારે ને ચારે બધે રાજકોટ રહેશે ! ભવિષ્યનો પણ વિચાર કરવાનો છે "

" ઠીક ત્યારે ! હવે નહિ જઇએ "

એટલામાં ડૉ. અવિનાશ પાસે કોઈ આવતું હોય એમ દેખાયું એટલે સર્વ મંડળ વેરાયું. માત્ર કમળા જ વિદુલાના ભવિષ્ય માટે, એના સુખને માટે વિચાર કરતી, માતા તરીકે સહજ દુ:ખી થતી જરાકવાર આરામ ખુરશીપર પડી રહી. " મ્હારી વિદુલા સારે ઠેકાણે પડે ને સુખી થાય તો ગંગા ન્હાયાં. " એમ બોલતાં બોલતાં ઘરમાં ગઇ.

---

## ઉચ્છ્વાસ ૭ મો.

### સ્ત્રી મંડળ.

* Charms strike the sight, but merit wins the soul. *Pope.*

સ્હાંજના સાડા પાંચના સુમારે ગ્રેન્ટરોડથી આવતી એક લોકલ ટ્રેઇનમાં સ્ત્રી મંડળ ઉતર્યું; સ્ટેશન બ્હાર જઇ ઝાંપો ઓળંગી દરિયા કિનારે આવ્યું. ફુટપાથ ઉપર વાતો કરતાં હસતાં કિનારે

* સૌંદર્ય ચક્ષુને આંજી નાંખે છે પરન્તુ સદ્દગુણ આત્માને આકર્ષે છે. પોપ.

કિનારે મરીન લાઇન્સ તરફ ચાલવા માંડયું: રસ્તામાં ઘોડા ઉપર બેસી ઘોડા દોડાવતા પારસીઓ, યુરોપીઅનો ઘોડા દોડાવવાની જગાપર દોડાવતા હતા. ફરતાં ફરતાં છ ને સુમારે મરીન લાઇન્સ પાસે આવી પહોચ્યાં. દરિયાની સ્હામેના મેદાનમાં પાથરણું પાથરી છેટે છેટે પારસી દસ્તુરો અને બીજા ગંજીફો રમતા હતા. પાસે મ્હોટાં ફાનસ પડયાં હતાં. થોડેક છેટે ખોજાઓ મેમણો અને વોરાઓ ધોતીયું પાથરી સંધ્યા સમયની નિમાજ પડતા હતા. દરિયા કિનારા ઉપરની પથ્થરની પાળ ઉપર મિત્રવૃંદ અગર એકલા કેટલાક યુવાનો તેમજ વૃદ્ધ બેઠા હતા અને દરિયાના મોજાં ઠંડા પવનની લ્હેરમાં નિહાળતા હતા.

આ ઉપર કથિત સ્ત્રી મંડળ પાળની એક બાજુ, જ્યાં સામાન્ય રીતે બહુ અવરજવર નહોતી ત્યાં બેઠું. આ મંડળ ઘડિકમાં દરીઆ તરફ, ઘડીકમાં કોલાબા લાઇટ તરફ, ઘડીમાં વાલકેશ્વરના ઢોળાવથી ઉતરતી બગીઓ તરફ, ઘડીકમાં ફુટપાથપર ફરતાં નર–નારીઓ તરફ, ઘડીકમાં આવતી જતી લોકલો તરફ નજર નાંખતું, વાર્તા વિનોદ કરતું આનંદ કરતું હતું. એટલામાં ગંડેરી વાળો આવ્યો ત્હેની પાસેથી ચાર પૈસાની ગંડેરી લીધી અને એ ચાવતાં ચાવતાં વાતોના તડાકા જોસબંધ ચાલ્યા.

મૃદુલા—કેમ ભાભી! ત્હમે તો જતાં રહેવાનાં ને?

તિલોત્તમા—હા. પણું ત્હમારા લગ્ન ઉપર આવવાની હોં કે!

શીરીન—પણુ મૃદુલા! ભાભી પાસે ઉજાણી તો માગ્ય!

સકીના—ઉજાણી લીધા વિના જવા કોણુ દે છે!

મૃદુલા—આજ જ પ્રબોધભાઈ પાસે માગું. ઉજાણી ન આપે તો ફોઇ તરીકે નામ જ પાડવાની નથી. મ્હેં નામ અત્યારથી ખોળી રાખ્યું છે.

શીરીન—મૃદુલા ! છોકરોજ આવશે એમ નક્કી કરી બેઠી લાગે છે.

સકીના—મૃદુલા, પ્રબોધભાઇ તિલોત્તમાને લ્હડે છે ખરા કે ?

મૃદુલા—અરે ભાભીએ તો ગુણથી અને વ્હાલથી મ્હારા ભાઇને એવા જીલબએ કરી મુકયા છે કે ભાભીની આંખેજ ભાઇ જુવે છે.

તિલોત્તમા—પ્રદ્યોત મામા ને ત્હમે કેહેવું કરો છો તે જોઇશું ને.

મૃદુલા—( હસતાં ) જાઓ, જાઓ ભાભી, આમ શું મશ્કરી કરતાં હશો.

શીરીન—વરને નામે કેવું હસવું આવે છે ?

સકીના—તિલોત્તમા ભાભીની હાથ નીચે તાલીમ લીધી પછી શું પુછવું !

મૃદુલા—શીરીન બ્હેન ! પેસ્તનજી અને કરીમભાઈનું રીઝલ્ટ (પરિણામ) કયારે જણાવાનું છે.

શીરીન—પ્રદ્યોત કયારે પાસ થાય અને કયારે લગ્ન થાય એની રાહ જોઇ બેઠાં છે, ને ! ગભરાવ છો શું કામ ! પ્રદ્યોતભાઈ હવે ત્હમારાજ છે. આવતા સોમવારે પરિણામ જણાશે.

શીરીન—મૃદુલા ! મેટ્રીકયુલેશનની પરીક્ષામાં ત્હમે કેમ ન બેઠાં !

સકીના—લેડી સુપ્રીન્ટેન્ડેન્ટે તો બહુ કહ્યું પણ મૃદુલાએ માન્યું નહિ.

મૃદુલા—તે વખતે બેસવા જેવું નહોતું. હાલ વાંધો નથી. પણ બેસવાથી વધારે નથી. બુદ્ધિદા બ્હેન અને તિલોત્તમા ભાભીએ નિશાળ ઉપરાંત યોગ્ય ઈંગ્રેજી અને સંસ્કૃત શિખવ્યું છે. પરિક્ષામાં બેસવાથી જ્ઞાન વધતું નથી; અને કેટલાક વિષયોની જરૂર નથી,

શીરીન--કેમ તે વખતે બેસવા જેવું નહોતું. ને હાલ શો ફેર થયો?

સકીના—હા. રહમજી. બુદ્ધિદા બ્હેન કહેતા હતાં કે કેલવણી આપવી જરૂરની છે પણ જ્યાં સુધી મૃદુલાનો વિવાહ થયો નથી ત્યાં સુધી કોઈ પણ પરીક્ષા અપાવવી ઠીક નહિ. સાસરૂં કેવું મળ્યું કેવું નહિ. એના વરને એવું પસંદ ન હોય ને આપણે એમ કરીએ તો બીચારી એ દુઃખી થાય. જુવોને વિદુલાને માટે શું થાય છે. પદ્મનાભ જુના વિચારનો છે એટલે સ્ત્રીઓ ભણે તે ત્હેને પસંદ નથી. વિદુલાની શી સ્થિતિ!

શીરીન—પણ વિદુલા તો એકલું ભણીજ છે. સ્ત્રીઓને છાજતા બીજા સદ્‌ગુણો કયાં છે! ને આ મૃદુલામાં તો બુદ્ધિદા બ્હેને એવા સંસ્કાર પડ્યા છે કે જ્યાં જાય ત્યાં સુખી થાય.

મૃદુલા—સકીના બ્હેન? પરીક્ષા પાસ કરવાથી આપણને ખાસ લાભ નથી, જ્ઞાન છે એટલે બસ. એ જ્ઞાનનો સદુપયોગ થાય એટલુંજ જોઇએ છે. ને બુદ્ધિદા બ્હેન અને ભાભીનું ભલું થજો. એમણે મ્હને બધું શિખવ્યું છે અને અમુક ન આવડે અને અમુક કેમ થાય એ વિચારો કઢાવી નાંખ્યા છે.

શીરીન—તિલોત્તમા? જુવો તો ખરાં. પ્હણે પેલો સૂર્ય

આથમે છે ને જાણે પાણીમાં પડતો હોય એમ લાગે છે. મોજાં ઉછળે છે. આવે વહાણના શઢ કેવા દેખાય છે. વાલકેશ્વર હીલ ઉપરના દીવા તારા જેવા દેખાય છે.

સરોજીના—પવન પણ કેવો મીઠો અને ટાઢો છે ?

તિલોત્તમા—આઘેથી પેલા છોકરાઓ શું ગાય છે ! સાંભળો તો ખરાં—

+ રમણીય લાગે પ્રદોષ–સખી આજ રમણીય લાગે પ્રદોષ.

મંદ અનિલ આ ઉદધિનો આવી, સ્મરણ કરાવે ત્હારું;
ઉભી દિસે સ્મિત મીઠું કરન્તી, ચિત્ત હરન્તી મ્હારૂં. સખી.
પ્રવૃત્તિથી જન ક્લાન્ત બની, અહીં શાન્ત થતાં હે કાન્તે ?
મનરંજક ઇશકૃતિ નિહાળી, હર્ષથી ચિત્ત પ્રફુલ્લે સખી.
વૃક્ષ નીલાં ગિરિરાજ તણાં, પેલાં, અક્ષિ ઠંડને ઠારે;
વિહંગ કુજન ગાનમૃદુનો મિશ્ર ધ્વની આ આરે. સખી.
અસ્ત થતાં રવી પારસમણી કેરી–શકિત જગે દરશાવે;
ક્ષણમાં રજતમય ક્ષણમાં કનકમય, વાદલ આ શું બનાવે. સખી.

× × × × ×

મૃદુલા—ખરેખર દરિયા કિનારે સૃષ્ટિસૌંદર્યનું યથાસ્થિત વર્ણન છે. ઇશ્વરત્વ નિહાળવાની આનાથી બીજી કઇ સારી જગા હશે.

તિલોત્તમા—મંદિર દેવળ કે મસજીદમાં જે જ્ઞાન નથી મળતું તે આવા સ્થળે મળે છે. આટલાજ માટે યાત્રાસ્થાનો નહિ કિ-

---

+ નાથ કૈસે ગજકો બંધ છુરાયો—એ રાહ.

નારે, દરિયા કાંઠે–કે પર્વતની ટોચે રાખેલા હોય છે. જો હેતુ સ્હમજવામાં આવે તો યાત્રાના અનહદ લાભ છે.

મૃદુલા—પ્રબોધભાઇ કહેતા હતા કે સોરઠી સોમનાથની મૂળ જગા તેમજ પ્રયાગ વિગેરે સ્થળો પણ આનંદજન્ય છે તો ચાલોને આપણે જઇએ.

સકીના—પ્રદ્યોતભાઈ પણ મુસાફરીના ઘેલા છે. તો પરણ્યા પછી જજો.

મૃદુલા—મ્હોડી બ્હેલી પણ જવાની.

શીરીન—અલી ! મૃદુલા ત્હેં તો વિનોદ માસાને સ્હમજાવી પ્રો. કર્વેના પુનાના વિધવાશ્રમમાં અમુક રૂપીઆ મોકલાવ્યા છે તે વાત ખરી કે ?

તિલોત્તમા—હા. એમની સાથેએ વાદવિવાદ કર્યો હતો. મૃદુલા બ્હેન કહે છે કે “ બુદ્ધિદા બ્હેનને તો સારા સંસ્કાર છે પણ બીજી હજારો અનાથ ન્હાની વિધવાઓ ખરાબ રસ્તે જતી અટકાવનાર પ્રો. કર્વે ઓછું પુણ્યનું કામ કરે છે ? પુનર્લગ્ન કરવું ન કરવું એ જુદી વાત છે પણ એ વિધવાશ્રમમાં રહેતી વિધવાઓ કેળવાય અને બીજી બ્હેનોની ઉન્નતિ કરવા યત્ન કરે તો સુરેન્દ્રનાથ અગર દાદાભાઇ જે ઉન્નતિ કરવા યત્ન કરે છે તે કેટલી જલ્દીથી થાય. ” આમ કહ્યું કે એ અને મ્હારા સસરા ચુપ થયા અને રૂપીઆ કાઢી આપ્યા.

મૃદુલા—કેમ શીરીન બ્હેન હું ખોટું કહું છું.

If children are to be educated to under-

stand the true principles of patriotism, their mother must be a patriot. ( સ્વદેશાભિમાનના ખરા સિદ્ધાન્ત સ્હમજે એવી કેલવણી છોકરાંઓને આપવી હોય તો ત્હેમની માતા સ્વદેશાભિમાની હોવી જોઇએ ) અને સ્ત્રીઓ અને ત્હેમાં મુખ્યત્વે વિધવાઓ સિવાય કેળવણી ખાતે બીજું કોણ જીવન અર્પી શકે એમ છે. સધવા અથવા વિધવા સ્ત્રીઓ કેળવાયેલી હોય તોજ દેશનો ઉદય થવાનો. તિલોત્તમા ભાભી અને બુદ્ધિદા બ્હેન જેવાં શું ન કરી શકે ?

સકીનાં—મૃદુલા ત્હમે તમારી નિશાળમાં એક કલબ જેવું કર્યું છે ત્હેમાં વખતો વખત મળીને શું કરોછો ?

મૃદુલા—હાલમાં હિંદુ, મુસલમાન, પારસી, જૈન એવા પેટા વિભાગ વધારે પડતા જાય છે એમ લાગે છે. મ્હારૂં એમ માનવું છે કે પોત પોતાની કોમની અંદર સુધારો કરવા આવી સંસ્થા જરૂરની છે ખરી પણ સામાન્ય રીતે દેશના ઉદયને માટે પારસી, હીંદુ, મુસલમાન જૈન એવા ભેદ કાઢી નાંખવાની જરૂર છે. અને એજ ઉદ્દેશથી આ કલબ કાઢી છે. આપણે એકજ દેશનાં છીએ અને બધાના સાથેના ઉદયમાં દેશનો ઉદય છે એમ સ્હમજાવવા પ્રયત્ન થાય છે.

શીરીન—પ્રદ્યોત, પેસ્તનજી અને કરીમભાઈના પણ આવાજ વિચાર છે. પ્રદ્યોતભાઇને મૃદુલા જેવો સેક્રેટરી મળશે પછી એમનો બેડો પાર.

તિલોત્તમા—અરે શીરીન બ્હેન ! મ્હને મૃદુલાં માટે બહુ

ફિકર હતી. એમજ થતું કે મૃદુલાને યોગ્ય વર મળશે કે કેમ !

સકીના—તમે તો પાકાં છો ! મામાને માટે નણંદના મહે-તીજી થયાં હતાં.

શીરીન—મૃદુલામાં જ્ઞાનની સાથે વિનીતતા અને ઇશ્વર પ્રેમ છે. એટલે ઇશ્વરે એમના સ્હામું જોયું અને પ્રદ્યોતભાઇ જેવા વર મળ્યા.

સકીના—મૃદુલા ! પેલા ટોળામાં લાકડી હલાવતું આવે છે તે કોણ છે ?

ચર્ચગેટ તરફથી બેકબે ઉપર ફરતા ફરતા કરીમમહમદ પેસ્ત-નજી અને પ્રદ્યોત આવતા હતા. પ્રદ્યોત વચમાં હતો અને હાથમાં ની લાંકડી હલાવતો હતો. ટોળું પાસે આવ્યું સકીના અને કરી-મમહમદની એક આંખ થઈ. મૃદુલાએ પ્રદ્યોતને જોયો અને સકી-નાના શબ્દની સાથે હૃદયમાં એકદમ કાંઇ આઘાત થયો પણ શેનો થયો તે સ્હમજી નહી. ત્રણે જણા ચોપાટી તરફ ચાલ્યા ગયા પણ મૃદુલાનું હૃદય પ્રદ્યોત સાથે લેતો ગયો હોય એમ લાગ્યું. મન ઉપર ઘણોયે અંકોશ રાખવા ગઇ પણ મૃદુલાથી બે ચાર વાર પાછળ જોયા વિના રહેવાયું નહિ અને કાંઇકવાર પ્રદ્યોત અને મૃદુલાની “ મળી દષ્ટો દષ્ટ ”

મૃદુલા—કેમ ભાભી ! હવે વાર બહુ થઈ. ઘેર જઇશું.

શીરીન—ચાલો મરીનલાઇન્સની લોકલમાં ગ્રેન્ટરોડ ઉતરીયે.

સકીના—ચાલોને હીંડતાંજ ચોપાટી ઉપર જઇએ અને ત્યાં-થી છૂટાં પડીશું.

તિલોત્તમા—જોયું ને શીરીન વ્હેન ? પ્રદ્યોત મામા અને ક-રીમભાઈ હમણાજ ગયા એટલે એમની પાછળ પાછળ આ બેને જવાનું મન છે. વરઘેલાં.

મૃદુલા—ભાભી ! સકીના વ્હેન શું ખોટું કહે છે. હમેજ તે દિવસે કહેતાં હતાં કે વરઘેલાં તો સારાં ને આજ આમ કેમ કહો છો.

શીરીન—ચાલો ત્યારે ઠીક ત્યાં જઇએ. પણ તિલોત્તમા વ્હેન ! ત્હમારાથી હીંડાશે ! હમણા ત્હમને રાજી રાખવાં જોઇએ નહિ તો પ્રબોધભાઇનો ગુસ્સો વેઠવો પડે.

તિલોત્તમા—હા. ચાલીશ, ધીમે ધીમે.

મૃદુલા—ના. ના. ભાભી એ તો હું ભુલીજ ગઈ ચાલો લોક-લમાં જઇએ.

સકીના—પ્રદ્યોતભાઇના ધ્યાનમાં ભાભીનેયે ભૂલશો ને બધુંયે ભૂલશો.

તિલોત્તમા—પ્રદ્યોતભાઇના ધ્યાનમાં ભુલે તે તો સારૂં.

સર્વ મંડળ ધીરે ધીરે મરીન લાઇન્સના સ્ટેશન ઉપર ગયું અને ત્યાંથી મૃદુલા અને તિલોત્તમા ચર્નીરોડ ઉતરી ઘેર ગયાં અને સકીના અને શીરીન ગ્રાન્ટરોડ ગયાં.



# ઉચ્છ્વાસ ૮ મો.

## વિદાય.

इयं गेहे लक्ष्मीरियममृतवर्तिर्नयनयो—
रसावस्याः स्पर्शोवपुषिबहलश्चन्दन रसः ।
अयं कण्ठे बाहुः शिशिरमसृणो मौक्तिक सरः
किमस्या न प्रेयो यदि परमसह्यस्तु विरहः ॥ *

भवभूति.

" વ્હાલા ? મ્હારે પિયર ન જવાનું હતતો કેવું સારૂં ? "

" તિલોત્તમા ! શાન્ત થા. દુનિયામાં કેટલાક વ્યવહાર કરવા પડે. પિયર જવાની આ પદ્ધતિ આપણા જેવાં પ્રેમી યુગલને દુઃખમય થઇ પડે છે પરન્તુ સામાન્યતઃ આ પદ્ધતિમાં ઘણો લાભ છે. ".

---

શિખરણી.

* ગૃહે આ છે લક્ષ્મી, અમૃત તણી નેત્રાંજનશળી,
અડતાં આ ગાંગે પ્રફુલ્લ રસરે ચંદન મળી;
ગ્રીવે કંઠે બાહુ શિશિર મૃદુ મુક્તાસરખરે,
ન શું એનું વ્હાલું ? અસહ્ય નવ જો મેહ નિવડે.

મ. ન. ત્રિવેદી.

'વ્હાલા ! ઇશ્વરે વિયોગ શું કામ કર્યો હશે. ?'

'વિયોગ એ પ્રેમની કસોટી છે. તે દિવસે રાત્રે અગાશીમાં બેઠાં હતાં અને સંયોગ વિયોગની વાત થઈ તે ભુલી ગઈ? તે વખતે ચાર લીટીઓ ગાઇ હતી તે સાંભરે છે !'

'હા—જુવો સંભારી બોલું છું—

સ્ફુરાવવા ભાવ રસજ્ઞના, કે,
વિલોકવા વૃત્તિજ ઉચ્ચ પ્રેમે;
ખિલાવવા કોવિદ કાવ્ય શક્તિ
ઉત્પન્ન કિંવોજ વિયોગ આંહીં

'પછી વિયોગ શામાટે કર્યો હશે એમ કેમ પુછે છે?

'એ બધું ખરૂં; પરન્તુ ત્હમારા સિવાય એટલો વખત કેમ જશે તે સ્હમજાતું નથી. વળી ઇશ્વર મ્હને મ્હારા વ્હાલાને મળવા જીવતી રહેવા દેશે કે કેમ ?

'વ્હાલી—એમ મા બોલ. ધૈર્ય રાખ્ય. શ્રદ્ધા રાખ્ય. આપણા એના સ્નેહની ગ્રન્થીરૂપ બાલકને લઈ તું આવવાનીજ અને આજ છાતી ઉપર માથું મુકી સુવાની.'

'વ્હાલા ! પત્ર લખજો હો. કામધંધામાં, મિત્રમંડળમાં મ્હને ન ભુલશો. વિનોદભાઇ તથા શાન્તિબાનું મ્હારાથી કાંઇ થયું નથી પણ ત્હમે મ્હને એક અક્ષર કહ્યો નથી. ત્હમારો સ્નેહ ભુલાશે નહિ. ત્હમારી પાંસેથી આટલે વર્ષે જવું પડે છે તે મન જાણે છે.'

'કિશોરબાળા, પત્ર લખવામાં હું જરાયે વિલમ્બ નહિ કરૂં.

વિનોદભાઇ અને શાન્તિબાને માટે ત્હેં ત્હારાથી થાય એટલું કર્યું છે. વાતોમાં ને વાતોમાં મધરાત સુધી ત્યાં બેશી રહ્યો હોઇશ, એમણે વખત છે બે શબ્દ કહ્યા હશે, મ્હારાથી ખાવા પિવા કે લુગડાં-લત્તામાં કાંઇ થયું નહિ હોય અને આવે વખતે કે જે સમયે ત્હારી સર્વ ઇચ્છા પૂરી પાડવી જોઇએ તે સમયે પણ મ્હારાથી કાંઈ થયું નહિ હોય તો પણ તું એક અક્ષર બોલી નથી તે હું કેમ ભુલી જાઉં. ?

' વ્હાલા-ઉત્તર રામચરિત્રનો ત્રીજો અંક અને મર્ચન્ટ ઓફ વેનીસમાં પોર્શીઆ અને એના પતિ વચ્ચેનો સંવાદ તેમજ શાય લોકની. છોકરી અને એના પતિ વચ્ચેનો સંવાદ બરાબર સાંભરશે. ખરેખર પતિ પત્નીમા આવો સ્નેહ હોય અને આવું સુખ હોય તો પછી સ્વર્ગની શી જરૂર ? '

પતિપત્ની વચ્ચે આમ વાર્તા વિનોદ થતો હતો ત્યાં બારણું ઉઘડયું અને મૃદુલા આવી.

' પ્રબોધભાઈ ! અમને ઉજાણી આપો. ઉજાણી લીધા વિના ભાભીને રાજકોટ કે અમદાવાદ જવા દેવાનાં નથી ! '

' મૃદુલા ? પણ શેની ઉજાણી ! કારણ તો કહીશ કે એમને એમ. '

' કારણ શું કહે ! રાજકોટ જાય છે તે કારણ માટે. શાન્તિબા અને વિનોદભાઇએ હા પાડી છે. હવે ત્હમારો વાંધો છે. '

' આપીશું ચાલ પછી. પણ આજ નહિ. બે દીવસ પછી સોમવારે રાત્રે આપશું. ત્હારી ભાભી તો મંગળવારે જવાની છે ને ? '

' સોમવારે શું છે ? રવીવારે રાખોને !

' એતો ત્હારી ભાભી જાણે. ત્હારી ભાભી તો સોમવારે ઉજાણી કરવી છે એમ કહેતી હતી.'

ભાભી ? સોમવારે કેમ ! '

' મૃદુલા બ્હેન ! સોમવારે પ્રદ્યોતમામા, પેસ્તનજી કરીમભાઈ વિગેરેના રીઝલ્ટ જણાવવાનો છે એટલે તે દિવસ ભેગભેગો બધો આનંદ થાય.'

મૃદુલા મુગી થઇ અને બોલી શકી નહિ.

' વારૂ ભાભી ત્હમને ભાઇ બધાં ચોપાનીયાં બારોબાર મોકલશે કે ! ભાઇ પ્હેલાં મ્હને વાંચવા આપજો. તેને તે દિવસે વાંચી પાછાં આપીશ પછી ત્હમે ભાભીને મોકલજો '

' વારૂ એમ કરીશ. પણ તું બ્હેલાં વાંચીને આપજે '

ચક્રવાક મિથુનની માફક આ પતિપત્નીએ વિરહ સંભવ ગ્લાનિથી એ દિવસ ગાળ્યા. જેટલો સમય મળ્યો તેટલો સ્નેહાલાપમાં કાઢયો. દિવસ ખુટયો–રાત્રી ખુટી પણ વાર્તા ન ખુટી. એમ કરતાં સોમવાર આવ્યો. સ્હાંજના ચાર વાગ્યા. મૃદુલાના અંતરમાં બીજાજ વિચાર થતા હતા, છતાં ભાભીને ઉજાણી માટે વખતો વખત કહ્યા કરતી; ઉજાણીની સર્વ તૈયારી થઇ રહી હતી. ઉજાણી પુર્ણ આનંદથી પરિપૂર્ણ થશે કે કેમ તે સહુ વિચાર કરતું હતું પણ કોઇપણ બ્હાર બોલતું નહિ. વિનોદરાય એમના હોલમાં બેઠા બેઠા ' ઇન્ડીયનરીવ્યુ.' વાંચતા હતા, શાન્તિગૌરી નોકર પાસે ઉજાણીની તૈયારી કરાવતી હતી. શીરીન સકીના રંગોળી–સાથીઆ પુરવા, તોરણ, ગોઠવવા અને દાદરા પાસે રંગથી નામ લખવાના કામમાં ગુંથાયાં

હતાં. બુદ્ધિદા બાફેલા બટાટા છોલતી હતી અને મૃદુલા આપલે કરતી હતી અને ઘડી ઘડી બ્હાર ડોકીયાં કરતી હતી.

શીરીન—મૃદુલા ! આખો ઘડીગે શાનાં ડોકીયાં કરો છો !

મૃદુલા—હું તો પ્રબોધભાઈની રાહ જોઉં છું. કરીમભાઇ અને પેસ્તનજીનું શું થયું હશે તે જાણુવા ઉત્સુક છું.

સકીના—એ એના નકામા શું કામ નામ દોછો. પ્રદ્યોતભાઇના પરિણામની રાહ જુવો છો. એવાં તે ગાંડાં થતાં હોઇશું. જણાશે જે જણાવાનું હશે તે ?

શીરીન—સકીના બહેન! મૃદુલાના મનમાં એમ છે કે કયારે પાસ થાય ને કયારે લગ્ન થાય.

× × × ×

* " વરના વાગે ભણકારા ચોમેરજો,
હરતાં ફરતાં વરના કરે વિચારજો,
વરના ગુણનાં ગીતલડાં કાંઇ ગાયજો.

એમ મૃદુલાએ વરઘેલી થઈ છે-જ્યાં સુધી વિવાહની વાત નહોતી થઈ ત્યાં સુધી તો આમાનું કાંઇ હતું નહી. આ કોણ જાણે કયાંથી ઉભરાઈ જાય છે.

તિલોત્તમા—શીરીન બહેન ! અમુક વર છે એવું જ્યાં સુધી નકી થાય નહી ત્યાં સુધી એવા વિચાર ન ઉત્પન્ન થાય એમ બુદ્ધિદા બહેને ખાસ ચીવટ રાખી હતી. એમ જો ન થાય અને મન પુખ્ત કેળવાયેલું ન હોય તો ભાઠુ પરિણામ આવે.

---

* રા. લલિત.

ગાડીનો અવાજ સંભળાયો. સહુથી પહેલી મૃદુલા હેઠળ દોડી. ગાડીમાંથી પ્રબોધ, પેસ્તનજી, કરીમ, રવીન્દ્ર ઉતર્યા.

પ્રબોધ—મૃદુલા ? પેસ્તનજી અને કરીમ પાસ થયા.

આ શબ્દોથી મૃદુલા જોઇએ તેટલી આનંદિત થઈ નહિ. હૃદય ધબકવા લાગ્યું. ગાત્ર ઢીલાં પડયાં, રોઉં રોઉં થઈ ગયા પણ મર્યાદા ખાતરજ બોલી. ' ઠીક. ઉપર શીરીન બ્હેન તથા સકીના બ્હેનને કહું છું. '

પેસ્તનજીએ મૃદુલાના મ્હો ઉપરથી ઉડી ગયેલું નુર જોયું ને બોલ્યો. મૃદુલા બ્હેન ! તિલોત્તમા બ્હેનને કહો કે પ્રદ્યોતભાઈ પણ પાસ પડયા છે અને સેકન્ડ કલાસમાં આવ્યા છે. "

મૃદુલાનો ચ્હેરો તેજ મારવા લાગ્યો. મ્હોની સાથે . આંખો પણ હસવા લાગી. જે હૃદય થોડીક પળ પહેલાં ખેદથી ધડકતું હતું તેજ હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું. મૃદુલા ઉપર ગઈ, અને વધામણી ખાધી.

તિલોત્તમા—કરીમભાઇ અને પેસ્તનજીના તો ખબર મળ્યા. પણ પ્રદ્યોત મામા પાસ થયા કે નહિ ?

મૃદુલા—ભાભી ! બધાએ પાસ થયા.

પાસ થવાની વાત વિનોદરાય તથા શાન્તિગૌરીને કહેવામાં આવી અને સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો.

શાન્તિ—પ્રબોધ ! પ્રદ્યોત કેમ દેખાતા નથી. એમને આવનવાનું નથી કહ્યું કે શું ?

પ્રબોધ—ના, ના કહ્યું છે ને, એતો રાજકોટ અને અમદાવાદ તાર મુકાવા ગયા છે તે આવતા હશે. આ, આવ્યા.

પ્રદ્યોત, પેરતનજી તથા કરીમભાઇને અભિનંદન અપાયાં. ઉજાણી થઇ અને સર્વત્ર હસી ખુશી રાતના નવ વાગ્યાને સુમારે વેરાયું. જતી વખત પ્રદ્યોતે, તિલોત્તમાને સ્ટેશન ઉપર મળીશ એમ કહ્યું.

રાત્રી પડી, પ્રબોધ તથા તિલોત્તમા એકલાં પડયાં. અને પ્રબોધ બ્હારી પાસેની આરામ ખુરસીપર પડયો અને તિલોત્તમાને પાસે બોલાવી છાતી સાથે ચાંપી સ્નેહાલિંગન લીધું.

[1] હા ! આવિયો દિવસ આખર આજ એતો,
આ ચિત્ત કેરી ચિર શાન્તિ હરી જ લેતો;
ચાલી હવે સખી ! તજી મુજને વિદેશે
શોકે ભર્યું હૃદય આ કયમ ભાર રહેશે.
× × × ×
ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે
તોએ સુગન્ધ મનમાં કરી વાસ વ્હાલી
હા ! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાએ
* ત્હારા ગુણો સ્મરણમાં રમશે સદાએ

આટલી લીટીઓ બોલતાં બોલતાં હૃદય ભરાઇ આવ્યું; અશ્રુ ચાલવા લાગ્યાં.

" વ્હાલા, વ્હાલા, આમ ગાંડાઈ કરતા હોઈશું. ગભરાવ નહિ. હું જલ્દી પાછી આવીશ. મ્હારાથી ત્હમારા સિવાય રહેવાશે ? ત્હમા આમ કરો તો મ્હારાથી ત્યાં કેમ રહેવાશે. મ્હારો જીવ ત્હમારામાં રહેશે. "

---

૧ વસંતતિલકા વૃત્ત. * હૃદયવિણા.

પ્રબોધ શાન્ત થયો. તિલોત્તમાએ પાણી પાયું. પાન ખવડાવ્યું અને પતિ પત્નીએ આખી રાત્ય વાર્તા વિનોદમાંજ કહાડી. સૂર્ય ઉગ્યો તો રોજની વખતે જ પણ આ પતિ પત્નીને આજ સૂર્યોદય કાળ જેવો લાગ્યો. તિલોત્તમા રવીન્દ્ર સાથે ગ્રાન્ટરોડ સ્ટેશને જવા તૈયાર થઈ. મૃદુલાએ ભાભીને કંકુનો ચાંલ્લો કર્યો. શાન્તિગૌરીએ પાંચ રૂપીઆ હાથમાં મુક્યા અને સર્વેની રજા લઈ સ્ટેશને ગઇ. મૃદુલા, બુદ્ધિદા અને પ્રબોધ પાછળથી ગયાં. આઠ વાગ્યાની ફાસ્ટ પેસેન્જરમાં જવાનાં હતાં. તિલોત્તમાને સ્ત્રીઓના ડબ્બામાં બેસાડીને રવીન્દ્ર બેઠો. ઘંટ વાગ્યો, બુદ્ધિદા, અને મૃદુલાને, " ભાભી આવજો. વ્હેલાં આવજો " કહેતા ઝળઝળીઆં આવ્યાં. ગાર્ડની સીસોટી વાગી. એન્જીનની વ્હીસલ વાગી. ગાડી ચાલી, ને પયડાંના ઘસારા સાથે આ પતિ પત્નીનાં હૃદય વિયોગ વિચારે ઘસાયાં. નેત્રમાં -બંને નેત્રમાં ભીનાશ હતી. બંનેના નેત્રો હૃદય દ્વાર કાડી અન્તરવૃત્તિ સ્હમજતાં હતાં પણ મુખોચ્ચાર કરાવી શક્યાં નહિ. તિલોત્તમાએ મૃદુલા, બુદ્ધિદા, અને પ્રદ્યોતને ' આવજો ' ' કહ્યું પણ જ્યાં સુધી નજર રહી શકી ત્યાં સુધી પ્રબોધના સ્હામું જોયું. છેવટે સ્મિતહાસ્ય કર્યું અને માથું નમાવ્યું. ગાડી ગઇ અને બધાં પાછાં ફર્યાં. ભાભી વિના કેમ ગમશે ત્હેનો વિચાર કરતાં હતાં. પ્રદ્યોત મૃદુલાના આવિર્ભાવ નિહાળતો હતો અને પ્રબોધ વિચારમાં ને વિચારમાં નિચેની લીટીઓ ગણુ ગણ્યો.

ક્યારે મળીશ ફરિને તું પ્રબોધ વ્હાલા
વાક્અન્તરાયથી વદી ન વિયુક્ત થાતાં,
મુંજન્ત તન્વી તુજ કાયગરન્ત અશ્રુ;
પીંડન્ત મુજ મૃદુ અન્તરનેય ચારૂ.

# ઉચ્છ્વાસ ૯ મો.

## પદ્મનાભ.

" If it be difficult for the rich man to enter into the Kingdom of heaven, it is also difficult for him to secure that freedom from interruption which is necessary to fit him for his entrance into the Intellectual Kingdom.*

**The Intellectul Life.**

" અમદાવાદમાં એલીસબ્રીજની પેલી બાજુ કોચરબના રસ્તા ઉપર જમણે હાથ ન્હાનો સરખો બંગલો આવી રહ્યો છે. આગળના ભાગમાં ન્હાનો બાગ કરવામાં આવ્યો છે, ઝાંપામાં પેસતાં જમણા હાથ ઉપર નાજુક ફુવારો ઉડી રહ્યો છે. ફુવારાની આસપાસ વિધવિધ જાતના રંગીન તેમજ સુગંધિત પુષ્પોનાં કુંડાં ગોઠવી દીધાં છે ડાબા હાથ ઉપર ઉન્હાળા માટે ન્હાની કુંજઘટા કરવામાં આવી છે.

---

* જો દ્રવ્યવાનને સ્વર્ગના રાજ્યમાં દાખલ થવામાં મુશ્કેલી નડતી હોય તો ઉન્નત મનોરાજ્યમાં દાખલ થવાને ઉપાધિથી વિમુક્ત થવા જે સ્વાતંત્ર્યની આવશ્યકતા છે તે સ્વાતંત્ર્ય પણ મળવું કઠિન છે.

બંગલાની સ્હામે જ ઉંચી ઓટલી જેવું કરી ત્હેના ઉપર કાચના બારણા વાળી લોખંડની પેટી છે; ત્હેની અંદર પાણી ભરી દીધું છે અને અંદર રંગીન માછલીઓ આમતેમ દોડી પ્રેક્ષકને આનંદ ઉપજાવે છે. આ બંગલામાં નીચેના ભાગમાં સ્હેજ દુર રસોડું, વચલો હોલ, મહેમાનને માટે એક ઓરડો અને એક બીજો ઓરડો હતો. ઉપલા ભાગમાં વચલો હોલ આજુ–બાજુના બે ઓરડા, અગાશી અને છજુ એટલું હતું,

શ્રીયુત નલિનાક્ષ, જેઓ આ બંગલાના માલીક હતા, તેઓ અમદાવાદમાં હાલ પેનશન ઉપર હતા. ત્હેમનું મકાન તો ગામમાં હતું પરન્તુ પ્લેગ વિગેરેના કારણોથી આ બંગલો વેચાતો લીધો હતો અને પ્લેગની શાન્તિ થવા છતાં અત્રેજ રહેવું પસંદ કર્યું હતું. નલિનાક્ષ ઉત્તર હિન્દુસ્તાનના એક દેશી રાજ્યમાં પ્રધાનપદ ઉપર હતા અને વયે વૃદ્ધ થવાથી શાન્ત જીવન ગાળવા નિવૃત્ત થયા હતા. પોતાની સત્તાના દિવસોમાં દ્રવ્યોપાર્જન કરી લીધું હતું. એમના પત્નીનું નામ તારિણી હતું. મૂળ સામાન્ય સ્થિતિમાંથી દ્રવ્ય અને સત્તાવાન્ પતિ મળવાથી પોતાના જેવું કોઈ સુખી નહિ હોય એમ તારિણીનું માનવું હતું. નલિનાક્ષે દેશી રાજ્યમાં જીવન વ્યતિત કર્યું હતું તેથી કાંઈક જુના વિચારવાળો છું એમ મનાય તો ઠીક એમ વર્તન કરતો. તારિણીમાં કેળવણીની છાયા પડેલી નહિ. અને પતિના ગૃહમાં આવી કે તરતજ 'બા' 'બ્હેન'ના ઉપનામ સાંભળી સામાન્ય વર્ગને ખુશ રાખતી થઈ હતી.

કાલક્રમે પદ્મનાભ અને હિરણ્યમયી એ બે સંતાન થયાં. ગર્ભ શ્રીમન્ત તેમજ એકજ પુત્ર હોવાથી પદ્મનાભનું લાલન–પાલન વિશેષ

થવા માંડ્યું અને બુદ્ધિના વિકાસના સાધનો ઓછાં થવા માંડ્યા. **પદ્મનાભ**ના સદ્‌ભાગ્યે **નલિનાક્ષ** અને તારિણીને ઘણું ખરૂં ઉત્તર હિન્દુસ્તાનમાં રહેવું થતું અને **પદ્મનાભ**ને એકલો મૂકવા જીવ નહતો ચાલતો છતાં અમદાવાદમાં રાખવો પડ્યો. બાલ્યાવસ્થાથી સોળ-સતર વર્ષની વય થઈ ત્યાં સુધી **પદ્મનાભ**ને **નલિનાક્ષ**ના પિતા પાસે રહેવું પડ્યું. અને હેને પરિણામે **પદ્મનાભ**માં જૂના વિચાર વધારે ઠસ્યા હતા ન્હાવું, ધોવું, ખવાય, ન ખવાય એ વિશે બહુ ચોકસ હતો. **પદ્મનાભ**ની બીજી કોઈ ઇચ્છા પુરી પાડવામાં વૃદ્ધ વડિલ પાછા પડતા નહિ આથી લુગડા લતામાં **પદ્મનાભ** બરાબર ઇસ્કી બન્યો હતો, નવીનમાં નવીન ફેશનનાં ઝીણાં ધોતીયાં, કોટ, ટોપી લાકડી, બુટ પહેરતો અને શરીરના એકપણ કપડા ઉપર સ્હેજપણ ડાઘા પડવા દેતો નહિ. મોડામાં મોડાં ત્રીજે દિવસે તો કપડાં ધોવાં આપવાં જ જોઇએ. એ હેનો સિદ્ધાન્ત હતો. ડોસાની ધાકને લીધે અને જુના વિચારના સંસ્કારને લીધે સદ્‌ભાગ્યે **પદ્મનાભ**ને એક પણ વ્યસન વળગ્યું નહોતું. સોપારી, દારૂ. તેમજ અનીતિની જરાપણ છાયા નહોતી. ન્હાનપણથી જ લક્ષ્મીદેવીના પ્રતાપે પતિ થવા પામ્યો હતો અને ગૃહ સંસાર અને કેળવણી બે સાથેજ ચાલતું હતું. ઇંગ્રેજી પાંચમા ધોરણથી "નોવેલ્સ"નો રસ લાગ્યો હતો. અને તે એટલે સુધી કે ઘણી ખરી ઇંગ્રેજી ગુજરાતી નવલ કથાઓ મેટ્રીક્યુલેશનની ક્લાસમાં આવ્યો ત્યાં સુધીમાં પુરી કરી. ન્યુસપેપર્સ (વર્તમાનપત્ર) તેમજ અન્ય પુસ્તકો વાંચવાનો શોખ હતો. પણ હેના ઉપર મનન કરવાનો આ ગર્ભશ્રીમન્તને કંટાળો આવતો હતો. પત્નીશ્રી ગુજરાતી ઉપરાંત સ્હેજ સ્હેજ ઇંગ્રેજી ભણ્યાં હતાં અને હેનો ઉપયોગ પદ્મ-

નાભની સાથે નિંદા, ટીકા અને એવાજ કાર્યમાં થતો હતો. પદ્મનાભને " સ્ત્રી કેળવણી ઉપર કાંઇ ચ્હીડ હતી ત્યાં આ અર્ધદગ્ધ પત્નીએ સતેજ કરી. " હવે તો આપણાથી કોલેજમાં ગણીત શાસ્ત્રની માથાકુટ થવાની નથી અને આપણે ભણવું નથી, એ નિશ્ચય કર્યો. નલિનાક્ષને એ ઇચ્છા દર્શાવી અને પુત્ર વાત્સલ્યથી ઉભરાતા પિતાએ પુત્ર ઇચ્છા પુરી પાડી. વૃદ્ધ પિતા ગુજરી ગયા, પોતે પેનશન લઇ અમદાવાદ આવ્યા અને તેની સાથે સાસુ વહુના શબ્દ પુષ્કળ સંભળાવા માંડ્યાં. પદ્મનાભે કોલેજ મુક્યા પછી ઇંગ્રેજી ગુજરાતી અને સહેજ સંસ્કૃત એટલાનોજ અભ્યાસ શરૂ રાખ્યો અને પિતાના દ્રવ્યનો ઉપયોગ કરવા માંડ્યો.

વર્ષ વિત્યાં; પ્લેગ સીઝન આવી અને એ સીઝનમાં પદ્મનાભના પત્ની સપડાયાં. ઇંગ્રેજી દવાનો છુટથી લાભ લેવાયો,' ભૂત, પ્રેત, દોરા, જતી થયાં પણ સર્વ નિરર્થક. પદ્મનાભ ગૃહભંગ થયો. હિન્દુ સંસારમાં સ્ત્રીનું મૃત્યુ અને ત્હેમાં પણ બીજી મળી શકે તેવે સ્થળે સ્ત્રીનું મૃત્યુ શોકપ્રદ લેખાતું નથી. પદ્મનાભની બુદ્ધિ વિકસિત નહોતી પણ સંસ્કારી હતી. એટલે પદ્મનાભને મૃત્યુ સમાચાર સાંભળતાં સખત ઘા લાગ્યો. તે સમયે શુદ્ધીહીન થયો અને ઘણા ઉપચાર કર્યા ત્યારે જ શાન્ત થયો. સમય જતાં પદ્મનાભને માટે માગાં આવવા માંડ્યા. પદ્મનાભનો શોક હજી લુપ્ત થયો નહોતો. ફરીથી લગ્ન કરવું તે અયોગ્ય માનતો હતો. આ અનન્ય સ્નેહનો આવિર્ભાવ હતો કિંવા સ્મશાન વૈરાગ્ય હતો તે પદ્મનાભ પોતેજ સ્હમજતો નહોતો તો પછી અન્ય શું સ્હમજે. કાળ જતાં જે પદ્મનાભ અન્ય કન્યાની વાતો પણ શ્રવણ નહોતો કરતો તેજ પદ્મનાભ કન્યાઓની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવા લાગ્યો. અક્ષય

કુમારની પુત્રી માટે અક્ષયકુમાર તરફથી વિશેષ તજવીજ ચાલતી હતી પરન્તુ ત્હેને વિશે લોકચર્ચા વિરૂદ્ધ હતી તેથી કિંવા એ સુધરેલા કુટુમ્બની હતી તેથી પદ્મનાભને રૂચિકર નહોતી. અને તે વાત માંડી વળાઇ. વિદુલા માટે ભિન્ન ભિન્ન મત હતા. ભણેલી છે ને સાઇકલ વિગેરે ઉપર બેસી ફરવા જાયછે. કલબ્સ, મીટીંગોમાં ભાગ લે છે એવી કન્યા સારી હોયજ નહી એમ પદ્મનાભ માનતો. તિલોત્તમાની બ્હેન છે અને એનામાં સદ્‌ગુણો હોવા જ જોઇએ એમ હિરણ્યમયીનું કહેવું હતું. તારિણી તો ગમે ત્યાંથી "વહુ" લાવવા એક પગે થઈ રહી હતી. નલિનાક્ષ પુત્રને દુઃખી ન કરવો એ વિચારતો હતો અને ત્હેને લીધેજ આટલા વર્ષ ખેંચ્યું. " વિદુલા જેવી સારા કુટુમ્બની પુત્રી આપણે ત્યાં ક્યાંથી " એમ તારિણી તેમજ નલિનાક્ષને થતું અને ડૉ. અવિનાશને લખવા હિંમત ચાલતી નહી. તારિણીએ હિરણ્યમયી મારફત તિલોત્તમાને લખાવ્યું. વિદુલાને માટે વરનો પત્તો નહોતો, ત્યાં પદ્મનાભનું માગું આવ્યું સહજ કચવાતાં મને કમળાએ ડૉ. અવિનાશ પાસે હા પડાવી અને વિદુલા પદ્મનાભને આપી અને લગ્નની કંકોત્રીઓ લખાઇ.

અંધારી રાત્યના આઠ વાગ્યા હતા. આકાશમાં તારા ચમકી રહ્યા હતા. આગળ પાછળના વૃક્ષો ઉપર વખતો વખત ખખડાટ થતો હતો, દૂર આવેલા માહલપુર ગામ તરફથી શ્વાનના તેમજ એક તારા સાથે ભજનના અવાજ આવતા હતા, નલિનાક્ષના બંગલાની વિશાળ અગાશીમાં રાઉન્ડ ટેબલ ઉપર દીવો બળતો હતો. તે દિવાના પ્રકાશમાં પદ્મનાભ મેરી કોરેલીનું *Sorrows of Satan* નામનું નોવેલ વાંચતો હતો. પ્રથમ પાનું ઉઘાડી દરિદ્રાવસ્થા સંબંધી

**મેરી** કોરેલીના વિચારો વાંચતો હતો ત્યાં એના બે મિત્રો **શશિભુ-**
ષણુ અને **કુમુદકાન્ત** આવ્યા અને 'જય' 'જય' કરી પાસે પડેલી
ખુરશીઓમાં બેઠા.

**પદ્મ**—" કુમુદકાન્ત ! અત્યારે કયાંથી ? "

કુમુદ—" ત્હમને અભિનંદન આપવા આવ્યા છીએ "

**પદ્મનાભ**—શા ખાતે

**શશિ**—વિદુલા જેવાના પતિ થયા તે ખાતે.

કુમુદ--**શશિ** ! ભાઇને ભણેલી કન્યા જોઇતી નહોતી અને ભણેલી મળી.

**શશિ**—હવેજ **પદ્મનાભ** કેમ ચાલે છે તે જોઇશું. સાઇકલ લાવી આપવી પડશે. અને મીટીંગોમાં સાથે લેતા જવું પડશે.

પદ્મનાભ—કુમુદકાન્ત ! શું વિદુલા એવી હશે ! તિલોત્તમાની બ્હેન એવી ન હોય !

શશિ—શું તિલોત્તમા મીટીંગોમાં નથી જતી ? શું તિલોત્તમા ફરવા નથી જતી ? તો પછી તિલોત્તમા અને આમાં શો ફેર !

**પદ્મનાભ**—એ ખરૂં પણ તિલોત્તમા અને પ્રબોધનું જોડું સુખી છે. વિદુલા એવી થવી જોઇએ. ને નહી થાય તો આપણો 'ચેક' બરાબર થશે તો.

કુમુદકાન્ત—વિદુલા તો ત્હમારી સાથે આર્ગ્યુમેન્ટ (દલીલો) કરશે અને ત્હમને દલીલો કરવી ફાવશે ?

પદ્મનાભ—એ તો ખરૂં, ભણેલી સ્ત્રીઓ દલીલ કરતાં શીખે. એ લોકો પતિને ખુશ કરી શકેજ નહિ. લાજખાંજ કાઢવાની નહિ.

**શશિભૂષણ**—એ તો ઠીક, પણ નવાં નવાં કપડાં પહેરવામાં ત્હમારા બેની જોડી ઠીક થશે.

**કુમુદકાન્ત**—**પદ્મનાભ**! ભાભી ગુજરી ગયાં ત્યારે તો બે કલાક મુર્છાંગત રહ્યા હતા, અને કંઇક દીવસ લગી તો લગ્ન નહોતું કરવું તેજ ત્હમે કે?

**પદ્મનાભ**—કુમુદ તું એ વાત સંભારીશ જ નહિ. પુરૂપને તો પરણવાની જરૂર જ છે, સ્ત્રીઓએ ફરી ન પરણવું.

**શશી**—કેવા સ્વાર્થી છો! કાંઇ કારણ તો આપશો, કે એમને એમ.

**પદ્મનાભ**—કારણ શું, આપણા શાસ્ત્રકારોએ પુનર્લગ્ન કરવાની ના કહી છે માટેજ સ્ત્રીઓએ ન પરણવું. આપણે તો આપણો સ્વાર્થ જોવો. તકરાર કરવાનું કામ વકીલો અને પંડિતોનું છે.

બન્ને મિત્રો રજા લઈ ગયા અને પદ્મનાભ વિચારના વમળમાં પડયો. કોઇની સાથે વાદવિવાદ કરવાની ટેવ નહોતી. પરન્તુ મનુષ્ય માત્ર પોતાના મન સાથે વાદવિવાદ કરે છેજ. કંટાળો આવે અગર ન આવે પણ અંતઃકરણની અંદર ગડભાંગ થવાનીજ. વિદુલાથી હું સુખી થઇશ કે કેમ? ભણેલી છે. સારી નીકળશે. જેને ઇન્ટેલેક્સ્યુઅલકપલ ( માનસિક જોડી ) કહે છે તેવાં અમે બે થઇશું કે કેમ? લગ્ન એટલે અન્તરાત્મા જોડાવો અને અમારા અંતરાત્મા જોડાશે, કે, કેમ? તિલોત્તમા અને પ્રબોધ, મૃદુલા, અને પ્રદ્યોતના ઉચ્ચ જોડાં બન્યાં છે તેમ મ્હારૂ થશે કે કેમ! દ્રવ્ય એજ સુખનું સાધન નથી, દ્રવ્યવાનને સ્વર્ગમાં પેસવા નથી દેતાં એજ બાઇબલ

વાક્ય આજ સ્હમજાય છે. સ્નેહ એજ મુખ્ય વસ્તુ છે. પ્રથમ પત્ની સંસ્કારી નહોતી ને સુખી ન થયો. બીજી સંસ્કારી છે ને સુખી નહિ થાઉ એમ થાય છે. લગ્ન ન કરવું? ના, ના એ સાહસ છે. અમારા બેના ભેદપટ તોડનાર કોઇ દિવ્યાંશી નહિ મળે! ઇશ્વરેચ્છા, આવા વિચાર કરી અત્યારથી દુઃખી શા માટે થવું. એમ વિચાર કરતો પદ્મનાભ ગળગળો થયો, વિદુલાની તેમજ તેની પ્રથમ પત્નીની મૂર્તિ નજર આગળ તરી આવી. બેને સરખાવવા લાગ્યો. "હું આ યોગ્ય કરૂ છું" સુખી થઇશ. એમ પ્રશ્ન પુછવા લાગ્યો. કાંઇ અંત ન આવ્યો. નિર્ણય કરી ન શકયો. ગભરાયો, જીવનમાં પેલીજ વેળા પદ્મનાભ સત્યતઃ નમ્ર થયો. ઇશ્વિરત્વની ગહનતા નિહાળી શકયો અને મંગલમય પ્રભુને જીવન વ્યવહાર સોંપી પલંગમાં પડયો અને નિદ્રાદેવીને આધીન થયો.



# ઉચ્છ્વાસ ૧૦ મો.

## લગ્ન.

છે આજ દિન તુજને મુજ લગ્ન કેરો.

**કવિ ન્હાનાલાલ દલપતરામ.**

મહા સુદ ત્રીજને દિવસે અમદાવાદમાં વિનોદરાયના ઘર આગળ ઘણી ધમાલ હતી. આજ બપોરથી રસ્તો સાફ થતો હતો, પોળમાં

અને ચોકઠામાં તોરણો નંખાયાં હતાં, વાવટા ઉડી રહ્યા હતા, કીટ-સન લાઇટના ફાનસો લટકી રહ્યાં હતાં. પોળથી ઘર સુધી પાણી છંટાવી બન્ને બાજુ સુગંધિત પુષ્પોનાં કુંડા ગોઠવી દેવામાં આવ્યાં હતાં. વિનોદરાયના ઘરના ચોક વચ્ચે ચોરી બંધાઈ હતી; ચોરીની એક બાજુ બ્રાહ્મણોને માટે ગોઠવણ કરવામાં આવી હતી; બીજી બાજુએ સદ્‌ગૃહસ્થોને માટે બેઠક રાખવામાં આવી હતી; ત્રીજી બાજુપર ખુરશીઓ નાંખી પારસીઓ, ઇંગ્રેજો વિગેરેને માટે ગોઠવણ રાખવામાં આવી હતી. ચોથી બાજુ સ્ત્રી વર્ગને માટેજ રાખવામાં આવી હતી. બ્રાહ્મણો લગ્ન માટે સર્વ સામગ્રી તૈયાર કરતા હતા. જો કે વિનોદરાયે તેમજ શાન્તિગૌરીએ બોલાવવા જેવાને બોલાવવા મોકલ્યું હતું: દરેકને પોત પોતાનું કામ સોંપી દીધું હતું છતાં બંને ' કોઇને સારા ખોટાં લાગવા 'ને સબબે કંટાળા મિશ્રીત આનંદમાં હતાં. સાંજનાં પાંચ વાગ્યાને સુમારે વરઘોડો આવી પહોંચવાના ખબર આવ્યા. શાન્તિગૌરી, તિલોત્તમા અને સગા વ્હાલાં તસ્ત્રી છાંટવા પોળ બ્હાર એક ઓટલા ઉપર ઉભાં; તિલોત્તમાનો બાળક પણ રમાડવા યોગ્ય પુત્ર સાદાં પણ સારાં કપડાં પહેરી નોકરના હાથમાં રમતો હતો. વરઘોડો આવ્યો, વરનો ઘોડો ઉપર સુચિત સ્ત્રી મંડળ પાસે આવ્યો. પ્રદ્યોત એ બાજુ જોતો હતો ત્યાં સહેજ દૂર દૃષ્ટી ગઇ, દૂર વિનોદરાયના ઘરની ન્હાની બારીમાં એક બાળા સ્મિત હાસ્યથી છુપાતી ડોકીયાં કરતી હતી. નેત્રે હૃદયને તાર પહોચાડયો. હૃદય ઉછળવા લાગ્યું.

" શોધી કહાડયે, દયિત નયનો જોઇને હૃષ્ટ થાતી " * એમ

---

* રા. મણિશંકર રત્નજી ભટ્ટ.

મૃદુલા હસવા લાગી. ' વ્હેલા આવો ' એમ કહેતી હોય એમ પ્રદ્યોતને લાગ્યું. પ્રદ્યોત નેત્ર અને સ્મિતદ્વારા ધૈર્ય આપવા લાગ્યો. એટલામાં ઘોડો ચાલ્યો અને મૃદુલાની મૂર્તિ હૃદયમાંથી નહી પણ નેત્ર આગળથી લુપ્ત થઈ.

લગ્નની પ્રાથમિક ક્રિયા થઈ અને પ્રદ્યોત પાટલા ઉપર બેઠો; થોડીવારે કન્યાને પ્રબોધ લાગ્યો, પ્રદ્યોતના મિત્રો, પેસ્તનજી, કરીમ મહમદ અને અન્ય મંડળ ઉપર વ્હારીએ બેઠું. વિનોદરાયના મિત્ર, અને મુંબાઈના પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ મી૦ બોસ, સંસાર સુધારાના મંત્રી મી૦ પટવર્ધન, કોલેજના પ્રોફેસરો અને પ્રદ્યોતના અન્ય મિત્રો ચોરીની બાજુ ઉપર ઈંગ્રેજી મંડળ માટે રાખેલી જગાપર બેઠા. સામાન્ય રીતે લગ્ન પ્રસંગમાં હોય છે તેમ અત્રે કોલાહલ, ધુમાધુમ કે ધાંધલનો અભાવ હતો. પુરૂષ મંડળ લગ્ન ક્રિયા શાન્તિથી જોતું હતું. સ્ત્રી મંડળ અને ઘડીકમાં બ્રાહ્મણ મંડળ મંગલાષ્ટકના ધ્વનિ કહાડતા હતા. બ્રાહ્મણમંડળ તરફથી નિકળતા મંગળાષ્ટક હાર્મોનીયમ અગર પીયાનાના અવાજ મુજબ પાસેથી રાંડેજ કર્કશ લાગતા હતા જ્યારે સ્ત્રી મંડળથી નીકળતા સ્વચ્છ, શાન્ત અને મૃદુલ અવાજ સારંગી કે દીલરૂબાની ગરજ સારતા હતા.

મૃદુલા અને પ્રદ્યોત એક બીજાના હાથમાં હાથ રાખી બેઠાં હતાં. દરેક સહેજ સાજ આંગળી, અંગુઠો, હલાવી સ્પર્શેન્દ્રિયદ્વારા અન્તરવૃત્તિ દર્શાવતાં હતાં. બંનેનાં હૃદય લગ્ન ક્રિયાની ગંભિરતાથી, કાયદાસર સંયુક્ત થઈશું એ ઉમંગથી કે હૃદયના લગ્નને જન સમાજની અનુમતિ મળે છે તે સંતોષથી ધબકતાં હતાં. લગ્નનો સમય

થયો. મંગલાષ્ટક પુરાં કરવા જોષી તરફથી સૂચના થઇ અને બ્રહ્મ મંડળ અને સ્ત્રીમંડળના વાદવિવાદમાં સ્ત્રીમંડળને એક એટલે છેલ્લું મંગલાષ્ટક ગાવાની અનુજ્ઞા મળી.

* સંલગ્ને જ્યમ આજ છે મૃદુકરોનું યુગ્મ જોડાયેલું,
યોજાઓ ત્યમ દિવ્ય પ્રેમ ઘટને અદ્વૈત આત્માતણું;
નિત્યે ભક્તિ નીતિ તથા પ્રીતિમયી સ્વર્ગીયને મંજુલ,
વીણા રમ્ય અભિન્ન આ હ્રદયની વાગી કરો મંજુલ.

આ મંગલાષ્ટક પુરૂં થતાંજ મૃદુલા અને પ્રદ્યોતના હસ્તમાં રહેલી દર્ભની સળી ખેંચાઇ. વરકન્યા પતિપત્ની થયાં. સ્ત્રીમંડળ તરફથી "ઢોલા ઢમકયા ને વર વહુના હાથ મળ્યા" ગવાયું. પુરૂષ-વર્ગ અને છોકરાઓએ તાલીઓ પાડી.

વાજાં વાગ્યાં. ઉપરથી બે છાબડીઓ પુષ્પવૃષ્ટિ થઇ અને પેરતનજી, પ્રબોધ, અને કરીમમહમદ તરફથી પુષ્પમાળાઓ આપવામાં આવી. શીરીન અને સકીનાએ નકશીદાર લોકેટમાં જડેલી પ્રદ્યોતની છબી મોકલી અને મૃદુલાએ સપ્રેમ ગળામાં લટકાવી.

સપ્તપદી તેમજ અન્યોઅન્ય લેવાતી પ્રતિજ્ઞા વખતે પૂર્વે કરી રાખેલા સંકેત પ્રમાણે પ્રદ્યોત અને મૃદુલા ઉભાં થયાં. સ્હામ સ્હામાં ઉભાં રહ્યાં અને પ્રતિજ્ઞાઓ લીધી. છેવટે—

* **ओं यदे तध्धृदयं मम यदिदं हृदयं मम तदस्तु हृदयंतव.**

એ પ્રતિજ્ઞા લેવાઇ,

---

* બન્ધુસમાજ.

* આ ત્હારૂં હ્રદય મ્હને મ્હારા હ્રદય તુલ્ય હો, અને મ્હારૂં હ્રદય ત્હને ત્હારા તુલ્ય હો.

પુરૂષવર્ગમાં પાન સોપારી વ્હેંચાયાં અને મંડળ વિખેરાવાની તૈયારી થઈ ત્યાં પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ મી. બોસ ઉભા થયા. અને વર વધુને સંબોધી કહ્યું:—

"પ્રદ્યોત અને મૃદુલા! આજથી ત્હમે આપણા શાસ્ત્રમાં કહેલા ચાર આશ્રમમાના બીજા આશ્રમમાં દાખલ થાઓ છો.

બીજા આશ્રમમાં માનીયે છીએ એટલી સરળતા નથી પણ પતિ પત્ની કેળવાયેલાં હોય તો સરળ કરી શકે છે ખરાં. ત્હમને બન્નેને કેળવવામાં ત્હમારાં માતાપિતાએ જે ફરજ બજાવી છે તે આપણા સંસારમાં સામાન્ય રીતે બજાવાતી નથી. બ્હેન મૃદુલા! નામ પ્રમાણે મૃદુલ રહેજે. આજથી તું ત્હારા પતિના ગોત્રમાં ગઇ એ વાત ખરી પણ એજ લગ્નનો હેતુ નથી. એ લગ્ન નથી. એક ઇંગ્રેજ લેખક કહે છે કે–A true marriage is not a mere temporary arrangement and although a young couple are said to be married as soon as the lady has changed her name, the truth is that the real marriage is a long slow intergrowth like that of the trees planted quite close together in a forest † એ અક્ષરશઃ સત્ય છે. નિસ્વાર્થ દિવ્ય સ્નેહથી

---

† ખરૂં લગ્ન એ અલ્પકાળ માટે માત્ર ગોઠવણ નથી; અને જોકે ગોત્ર બદલવાની સાથે યુવાન્ જોડું લગ્નથી બંધાયેલું લેખાય છે ખરૂં પણ સત્યવાત તો એ છે કે જંગલમાં બહુજ પાસે પાસે વાવેલા વૃક્ષની માફક હૃદયના આન્તર્ભાવની સંયુકત વૃદ્ધિ થાય એજ લગ્ન.

ત્હમારા આત્મા સંલગ્ન થાઓ એજ મ્હારી પ્રાર્થના છે અને આવાં લગ્ન કરાવી—સ્ત્રી પુરૂષમાં આત્મ લગ્ન વધારો કરી દેશની ઉન્નતિ થાય એવા પ્રયાસોમાં કાલ વ્યતિત કરી જીવન સાફલ્ય કરશો અને સતત સ્નેહ અને સૌખ્યની અભિવૃદ્ધિ થાઓ એજ અંતિમ ઇચ્છા છે."

મૃદુલાનું હૃદય મી. બોસના શબ્દથી ભરાઈ આવ્યું અને " ઈશ્વિર મ્હને સાહાય્ય કરશે જ અને મ્હારા પ્રદ્યોતને સુખી કરીશ." એટલા શબ્દ મનમાં બોલી શાન્ત થઈ.

લગ્ન ક્રિયા પુરી થઈ: વર કન્યાને વળાવ્યાં, તિલોત્તમા અને મૃદુલાની અન્ય સખી મંડળે ગીત ગાઈ પોતાનું કર્તવ્ય પુરૂં કર્યું. અતુલચન્દ્રના ઘરમાં પ્રદ્યોતની ભાભી અને બ્હેન કમળા એજ સ્ત્રી વર્ગમાં હતાં. નણંદ ભોજાઇના હૃદય સ્નેહથી દ્રવતાં ન હતાં. નણંદ ને પુર્ણેન્દુ કરતાં પ્રદ્યોત તરફ વધારે ખેંચાય છે એ વિચારે ભાભી જરા અંતડાં ર્‌હેતાં અને માન માગતાં. પુર્ણેન્દુ અતુલચન્દ્ર અને કમળાને ઘણો દુરાગ્રહ કરાવ્યા પછીજ આવ્યો હતો અને બીજાં સગા વ્હાલાં કરતાં પુર્ણેન્દુ અને ભાભીનાં મન સાચવવાં એ અઘરૂં કામ હતું. પ્રદ્યોત પુર્ણેન્દુ તથા ભાભી તરફ એમના સ્વભાવ પ્રત્યે દુર્લક્ષ રાખી માન વૃત્તિથી જોતો અને જેમ બને તેમ કંકાસ દૂર કરતો. મૃદુલા અને પ્રદ્યોત આવ્યાં. ઘરના ઉમરાપર કોડીયાં ભાગવામાં રસાકસી ન થતાં પ્રદ્યોતને ભાગવા દીધાં અને કંકુના હાથે બન્ને દાખલ થયાં. મૃદુલા પત્ની તરીકે પ્રદ્યોતની ગૃહદેવી તરીકે પ્રથમજ આવી હતી અને " આ મ્હારૂં એ વિચાર એને સ્ફુર્યો." દેરાસરમાં જઈ દેવને પતી પત્નીએ સસ્નેહ નમસ્કાર કર્યો

સ્નેહ અખંડિત રાખવા યાચના કરી. અન્ય કામ ન હોવાથી પ્રદ્યોત પોતાના ઓરડામાં જઇ ખાટલા ઉપર પડ્યો. મૃદુલા થોડીવાર હેઠળ નણંદ જેઠાણી પાસે બેઠી, ન્યાત જાતની વાત સાંભળતી હતી. એટલામાં પુર્ણેન્દુ આવવાથી જેઠાણી ઉઠી ગઇ અને કમળા પિતા પાસે ગઇ. મૃદુલા એકલી પડી અને પાછલી મેડીએથી પાણી પીવાના હેતુથી ઉપર ગઇ; દાદરા ઉપર ચ્હડતાં ઓરડામાંથી—

" છે દિન આજ મુજને તુજ લગ્ન કેરો "

એ અવાજ આવ્યો. પતિનો અવાજ ઓળખ્યો આગળ પાછળ નજર કરી અને ઓરડામાં દાખલ થઇ. મૃદુલાને આવતી જોઇ પ્રદ્યોત ઉભો થયો ઘડી ભેર બન્ને તટસ્થ ઉભાં રહ્યાં પરન્તુ નેત્ર અને હૃદય વાતો કરવા લાગ્યાં.

" પાણી ક્યાં છે તે બતાવશો "

" વ્હાલી—સ્નેહામૃત છે પછી પાણીની શી જરૂર છે. હવે તો પાસે આવી વાત કરવાની હરકત નથી ને ? લે પાણી પી ?" એમ કહી પ્રદ્યોતે પાણીનું પવાલુ ધર્યું.

"ત્હમે મ્હને કહ્યું તે હું સ્હમજી છું. વ્હાલા ! પ્રથમ આવવાના કહેતી ત્હેનું કારણ માત્ર આપણો રીવાજજ હતો. વિવાહ કર્યા પછી તોડી નાંખવામાં આવે છે તો પછી વિવાહ થયા પહેલાં મનને યથેચ્છ જવા દેવું એ યોગ્ય નથી એમ હું માનું છું. કદાપિ વાર્તાલાપનો ગાઢો સંબંધ થાય ને વિવાહ તુટે તો હૃદયમાં શું શું થાય તે ત્હમે સ્હમજો છો. આમ છતાં હૃદય કબજે રહેતું નહિ અને વિવાહ--લગ્ન થશે એમ મ્હને ખાત્રીજ હતી તેટલે દરજ્જે

કે વાત નહોતી કરતી ?

વ્હાલી ! ત્હારી દલીલ ખરી છે ? હવે પાણી પી લે !

" પ્હેલું મ્હારા હાથનું પાન ખાઓ ત્યારે પીશું "

" ક્યાં છે—લાવને "

" આ રહ્યું ત્હમારે માટે મ્હેં કરી રાખ્યું હતું અને પ્રસંગ ખોળતી હતી "

પતિએ પત્નીને પાણી પાયું અને પત્નીએ પતિને પાન આપ્યું. ગાઢ આશ્લેષ સાથે સ્હામ સ્હામાં હૃદયદાન દેવાયાં એટલામાં પ્રદ્યોતને બુમ પડી અને નિચે ગયો. મૃદુલાં પણ બીજે દાદરેથી નીચે ઉતરી સ્ત્રી મંડળમાં ભરાઇ ગઇ.

---

## ઉચ્છ્વાસ ૧૧ મો.

### પદ્મનાભનું પાણીગ્રહણ.

My princess, O Princess, true she errs,
But in her own grand way !

*Tennyson.*

ડો. અવિનાશ ને ત્યાં આજ જૂદોજ ઠાઠ છે. પોળના નાકેથા તે ઠેઠ ડો. અવિનાશના ઘર સુધી બન્ને બાજુએ દિવાની હાર સળ

---

* મ્હારી રાજ્યકુમારી ! હે ! મ્હારી રાજ્યકુમારી ! ખરેખર તે ભુલે છે ! પણ તે ભુલમાં પણ એની મહાનતા સમાયેલીછે.

ગી રહી છે. વચમાં વચમાં ફીટસન લાઇટના દીવા ઝગઝગી રહયા છે. એક બાજુ યુરોપીઅન બેન્ડ અંગ્રેજી ગીતો ગાઇ રહયું છે તો બીજી બાજુ હાર્મોનીયમની સાથે નાટકના બે એકટરો શૃંગારિક ગાયનો ગાઇ યુવાન મંડળને ખુશ કરતા દૃષ્ટિ ગોચર થાય છે. ચોરીના ચારે બાજુ ફીડીયાનાં તોરણ અને તે તોરણની અંદર ' સ્વાગત ' વિગેરે શબ્દો દિવાના પ્રકાશથી ઝગકી રહ્યા છે. એક બાજુ ડો. અવિનાશ અને બીજી બાજુ નલિનાક્ષ બન્ને ધનાઢય અને વગવાળા ગૃહસ્થો હોવાથી આ લગ્ન જોવા પ્રતિષ્ટિત ગૃહસ્થો રજવાડાના પ્રતિનિધિઓ, તેમજ મ્હોટાને ખુશ કરવાના ઇરાદેથી ' તમારે ઘેર અમે કયાંથી " એવા વિચારવાળા હજારો લોકો હાજર હતા. મૃદુલા મામી તરીકે કાશીના લીલો સાળુ પહેરી સ્ત્રી વર્ગમાં ઘુમતી હતી. નવા આવનારને આવકાર આપતી હતી, પ્રધોત વિદુલાની આંખો દાબી બેઠા હતો. સર્વના આગ્રહથી મૃદુલાએ તિલોત્તમાની સાથે મંગળાષ્ટક ગાવાં શરૂ કર્યા. સર્વ વાજીંત્ર બંધ કરવામાં આવ્યાં અને મધ્ય રાત્રીના અરસામાં આ નણંદ ભોજાઇના મંજુલ સ્વરે સર્વની આન્તરવૃત્તિ શાન્ત કરી. સર્વનાં હૃદય ત્યાં આકર્ષાયાં અને પ્રબોધ તેમ પ્રધોતને તો જે વૃત્તિઓ થઇ તે તો વર્ણવ્યા કરતાં અનુભવાયતોજ સ્હમજાય. લગ્ન પુરૂં થયું રાજકોટ, જામનગર. જુનાગઢ, ઉત્તર હિંદુસ્થાનના અભિનન્દનના તારો અને ઉપહારો આવવા મંડયા, અને વિદુલાનું ચિત્ત આ અમૂલ્ય ભેટો જોઇ આનંદિત થવા લાગ્યું. જો દ્રવ્ય એજ સુખ હોય તો વિદુલા જેવું કોઇ સુખી નહી હોય એમ સામાન્ય કન્યાઓ સ્હમજવા લાગી અને વિદુલા જેવી ભાગ્યશાળી કોઇ નહી એમ

માનવા લાગી. માત્ર મૃદુલાજ વિચાર કરતી હતી કે દ્રવ્ય કરતાં સ્નેહની વધારે જરૂર છે અને વિદુલા જે પોતે સ્વર્ગ સુખમાં માને છે તે આગળ જતાં કંટાળ્યા વિના નહિ રહે. પદ્મનાભના હૃદયમાં તો કાંઈ કાંઈ જુદાજ વિચાર થતા હતા. "મૃદુલા અને પ્રદ્યોતના લગ્ન સમયે એ બેના મુખ ઉપર જે આનંદ, જે સ્નેહ દેખાતો હતો, જે તેજ આંખમાંથી વર્ષતું હતુ તે આનંદ તે સ્નેહ મ્હારા કે વિદુલાના મ્હો ઉપર કેમ દેખાતું નહી હોય ? લગ્ન પહેલાં એક બીજાના વિચાર જાણવાની જરૂર નથી ? દુનિયાં સુખી માને પણ જ્યાંસુધી હૃદય સંયોજાયાં નથી ત્યાં સુધી તે લગ્ન કહી શકાય ? પૈસો હોય એટલે માણુસ સુખી છે એમ મ્હારી માન્યતા ભ્રમજ છે. વિદુલા ભણેલી છે. મૃદુલા પણ ભણેલી છે. મૃદુલાને પ્રદ્યોતની છબી મળતાં જેટલો આનંદ થયો હતો તેટલો આનંદ વિદુલાને સોનારૂપાની બેરોથી થાય છે. મૃદુલા કેટલાં મિષ કહાડી પ્રદ્યોતને અવલોકવા ટળવળતી–વિદુલા સ્હામું પણ જોતી નથી. પ્રથમ લગ્ન સમયે હું બાલક હતો એટલે લગ્ન એ શું વસ્તુ હશે તે સ્હમજતો નહોતો–મૃદુલા અને પ્રદ્યોતના લગ્નથી લગ્નની ગંભીરતા–જવાબદારી અને લગ્નનું રહસ્ય સ્હમજ્યો.

હું વિદુલાના વિચાર યથાસ્થિત જાણુતો નથી. વિદુલા મ્હારા વિચાર જાણુતી નહિ હોય. આનું નામ લગ્ન કહેવાય ? ફરી ન પરણ્યો હત તો કેવું સારૂં ! ના. ના. એ લગ્નમાં સ્નેહ સ્હમજતો નહોતો પછી ન પરણું કેમ ?

" સન્નિધ્(?)માંયો નથી, હો નહિ, નાહી ન, કે થાશે જતે,
અમ ચિત્તનો;

હૃદયની ઐક્યતા વિના લગ્ન કેવું. *English people marry whom they love, Indian people love whom they marry. એ મ્હારા કેસમાં ખરૂં પડશે ? મૃદુલા અને વિદુલાના વિચારજ જુદા લાગે છે અને એ વિચારને લીધેજ વિદુલામાં સ્નેહનો વિકાસ થયો નથી. વિદુલા પ્રત્યે મ્હારૂં હૃદય આકર્ષાય છે છતાં ત્હેનાના વર્તનથી. ત્હેની મુખચર્યાથી સંકોચ પામે છે. અમારા બેનો અંતર્પટ ધાડોને ધાડો રહેશે ? શું મૃદુલા અને પ્રદ્યોત જેવાથી તે પટ નહિ ભેદાય. આવા વિચાર શા કામના ? ઇશ્વરેચ્છા હશે તેમ થશે "

વિદુલા ? નિર્દોષ વિદુલાના હૃદયમાં સ્નેહનું બીજ હતું પણ પ્રેમવારી કોઇએ સિંચ્યુ નહોતું–ત્હેનો વિકાસ થાય એમ કોઇએ પ્રયત્ન કર્યો નહોતો. માતૃ પ્રેમ જે કુટુમ્બ પ્રેમ–પતિ પ્રેમ અને ઇશ્વર પ્રેમનું મૂળ છે ત્હેનું વૃક્ષ થયુંજ નહોતું. પતિ પ્રેમ એજ સ્નેહની પરાકાષ્ટા; ઇશ્વર પ્રેમનું ઉઘડ્યુ દ્વાર એમ કોઇએ સમજાવ્યું નહોતું તો પછી વિદુલામાં એ લાગણી ક્યાંથી ઉદ્ભવે ? ખાવું. ફરવું અને વાંચવું એજ જીવનનો ઉદ્દેશ. લગ્ન એ માત્ર રૂઢી છે અને રૂઢીને અવલમ્બવું એજ લગ્ન કરવાનો હેતુ–ટેનીસનની રાજ્યકુમારીની માફક વિદુલાનો સ્નેહ જાગ્રત થયો નહોતો તો પછી એવી શાન્તવૃત્તિ થાય. ક્યાંથી ! અને શાન્ત વૃત્તિ થાય નહિ તો પછી ત્હેમાં આર્દ્રભાવ પણ ક્યાંથી હોય !

---

*ઇંગ્રેજો જેને ચ્હાય છે તેને પરણે છે હિન્દુઓ જેને પરણે છે ત્હેને ચ્હાય છે.

સીવીલ સર્જનની પુત્રી હ્યુસીનો, ફીમેલ ટ્રેનીંગ કોલેજની લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ મીસ એસ્ટનના તાર આવ્યા. May you two be united into one " તમે બે મળી એક થાઓ " આ શબ્દો તારમાં હતા. આનો ભાવાર્થ વિદુલા સ્હમજી નહિ. વરકન્યાને વળાવવામાં આવ્યાં. બગીની અંદર વિદુલા પદ્મનાભ અને તિલોત્તમા નો છોકરો બેઠો હતો. બગી ચાલવા માંડી અને પતિ પત્ની વચ્ચે વાતો ચાલી.

" વિદુલા શીરીન અને સકીનાની ભેટથી મૃદુલા કેટલી ખુશી થઈ હતી તે ત્હમે પરમ દિવસ જોયું હતું કે ! "

". હા. પ્રદ્યોત મામાની છબી લોકેટમાં હતી. છબીમાં શું હતું કે એટલા બધાં ખુશી થયાં હશે. હ્યુસી અને જુનાગઢ દરબારની ભેટો એના કરતાં સારી હતી ! "

" મૃદુલા અને પ્રદ્યોત વિશે ત્હમારો શો અભિપ્રાય છે.

" ખરેખર એ જોડું તો અનુપમ છે. મૃદુલા મામીના બોલવામાં કાંઈ એવી મીઠાશ છે. એમના ચ્હેરા ઉપર એવો 'Halo' ( અંબાર ) જણાય છે કે એમને જોતાંજ આપણું હૃદય આકર્ષાય છે. પ્રદ્યોત મામાથી મૃદુલાને જોતાં અને મૃદુલાથી પ્રદ્યોત મામાને જોતાં હસાઈજ જવાય છે. કોણ જાણે કેમ એ બેને શું છે. એ બે ઉભાં હોય છે ત્યારે આનંદ આનંદ વરસી રહેતો હોય એમ લાગે છે. મૃદુલા મામી ભણ્યા છે પણ ભણ્યા હશે એમ એમને જોવાથી જરાયે લાગે નહિ. છતાં ગરીબમાં ગરીબ માણસને મદદ કરવામાં અને ત્હેમાં સદ્‌વિચાર ફેલાવવામાં એકકા છે."

" વિદુલા—એનું નામ સ્નેહ. પતિને પત્ની પ્રત્યે અને પત્નીને પતિ પ્રત્યે આંખ્યો આંખ્ય મળતાં સ્નેહ વહન ન થાય તો પછી શા કામનું. મૃદુલા પાસેથી કાંઇ શીખજે."

" એમની પાસેથી શું શિખવાનું છે. ત્હેમના કરતાં તો હું વધારે ભણી છું. એમની પેઠે વરઘેલાં વહુઘેલા મ્હને તો ન ગમે ?"

" એ વિશે મૃદુલા સાથે કોઇ દિવસ વાત કરી છે " ?

" હા. ઘણીએ વાર. પણ કોણ જાણે કે કેમ એમની સાથે વાત કરતાં એ એવી રીતે સ્હમજાવે છે કે તે વખત તો કબુલ કર્યા વિના ચાલેજ નહિ."

વાત બંધ પડી. નલિનાક્ષનું ઘર આવ્યું અને પતિ પત્ની ઉતર્યાં. હિરણ્યમયીએ ભાભીને વધાવી લીધા. ઠાકારજીને પગે લાગવાનું કહેતાં વિદુલાએ માંડ માંડ નમસ્કાર કરી પતાવ્યું. હિરણ્યમયી નીચે ગઇ અને વિદુલા ઉપર ગાદી ઉપર પડી પડી ચોપાનીઆનાં પાનાં ઉથલાવવા લાગી. પદ્મનાભ વિદુલા બેઠી હતી ત્યાંથી બરાબર સ્હામે પોતાના ઓરડામાં આરામ ખુરસી ઉપર બેઠો અને ઇચ્છા વિરૂધ વિચારોદધિમાં ગોથાં ખાવા લાગ્યો.

'છબીમાં એવું શું હતું કે એટલાં બધાં ખુશી થયાં હશે.' વિદુલાના એ શબ્દો બરાબર સાંભરતા હતા. છબીમાં કાંઇજ નહોતું પરન્તુ જે સ્નેહની દૃષ્ટિએ મૃદુલા નિહાળતી હતી તે સ્નેહએજ તે છબીની કિંમત વધારી હતી. અને જ્યાં સુધી એ દૃષ્ટિ નથી ત્યાં સુધી એ છબીની કિંમત પણ નથી.

" 'વસી હું મુજ વલ્લભ માંહ્ય, પતિ મુજ અન્તરમાં,
બંની રહ્યાં અમે બે એક, ભળ્યાં પરમાત્મનમાં. " ×

---

× 'ઈતિહાસની આરસી એ રાહ. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ.

એ જ્યાં સુધી સ્હમજાયું નથી ત્યાં સુધી લ્યુસીનો તાર વિદુલા શી રીતે સ્હમજી શકે. વિદુલા ! વિદુલા ! ભણેલી આ પ્રત્યેનો મ્હારો તિરસ્કાર મૃદુલા જોતાં નષ્ટ થયો છે; અને એની અસરથી જ મ્હારૂં અંતઃકરણ ત્હારી તરફ આકર્ષાય છે. તું સ્હામી બેઠી છે પરન્તુ મ્હારી પ્રત્યે નજરેજ કરતી નથી. લોહને લોહચુંબક ખેંચ્યા વિના રહેજ કેમ ? શું હું ત્હને બોલાવું ? ના. ના. સુખી થઈ શકે કેમ એ વિચારે મ્હારૂં મન આંદોલિત થયું છે. "સ્ત્રીને સ્વાતંત્ર્ય ન આપવું. સ્ત્રીઓ યોગ્યજ હોતી નથી એ વિચાર પ્રદ્યોત અને મૃદુલાએ લુપ્ત કરાવ્યો છે. જે દંપતીના દર્શન માત્રજ આટલું કરવા સમર્થ છે તે દંપતીના સહવાસથી વિદુલાનો સ્નેહ કેમ વિકાસ ન પામે ! પ્રિય ભાઇ પ્રદ્યોત અને બ્હેન મૃદુલા ! ત્હમે આજ મ્હને પરોક્ષ રીતે ઘણું જ્ઞાન આપ્યું છે અને

> સંસારાબ્ધિ વિશે ક્વચિત્ પડતી જ્યાં વૃષ્ટિ વિપત્તિની.
> નૌકાઓ અફળાઇ જીવન તણી વિક્ષિપ્ત ત્યાં કો થતી;
> સ્નેહી છે ધ્રુવતારલો હૃદયનો સંભારી વિલોકજો,
> દર્શાવે નીતિ પંથ એ સરળતા સર્વત્ર ઉદ્ભાવતો. *

એ અક્ષરશઃ સત્ય છે. ત્હમે બન્ને મ્હારા–મ્હારી જીવનૌકાના મ્હારી–હવે તો મ્હારી માનવીજ જોઇએ–વિદુલાના ધ્રુવતારલા ગણું છું. સરળ રસ્તો દર્શાવશો...આમ વિચાર કરતો પદ્મનાભ નિદ્રાને આધીન થયો.

---

* શાર્દૂલવિક્રીડિત.

# ઉચ્છ્વાસ ૧૨ મો.

## જ્ઞાતિ ભોજન—પાર્ટી.

" There aro good physiological reasons in favour of pleasant society at table, and, besides those, there are good intellectual reasons also. " §

*The Intellectual Life.*

રાત્રીના આઠ વાગ્યા હતા, ચન્દ્ર તેજ ખીલતું જતું હતું; પવન પણ સ્હેજ સ્હેજ આવતો હતો અને તેથી ટાઢની ચમકારી લાગતી હતી આ સમયે વિનોદરાયને ત્યાં જ્ઞાતિ ભોજનની તૈયારી થતી હતી. આઠ વાગ્યા એટલે હવે જ્ઞાતિમાં જવાની તૈયારી કરીયે એમ જ્ઞાતિનું ન્હાનું મંડળ વિચાર કરતું આમ તેમ ફરતું હતું. કોઇ અબોટીયાં પહેરી આમ તેમ ફરતાં હતાં; કામની-કોઈ આવ્યા ન આવ્યાની પુછપાછ થતી હતી; નવિનના વિવાહિત યુવતિ યુવાનો કોઇપણ મિષે પોતાના સ્નેહીને નજરે પડવા-લાગ આવે સ્મિત કરવા પણ ચુકતા નહિ. ક્રિયાઓ સુકાવા મંડયા. પત્રાળાં અપાતાં હતા. ન્હાઇને બેસવાની બાજુઅડમાં નાજુક બાંધાના યુવાનો કાંઇ યુક્તિ કરી એમને

§ આનંદ ઉત્પન્ન થાય એવા મંડળની સાથે બેસી જમવાની તરફેણમાં વૈદકશાસ્ત્રનાં જેવાં કારણો છે તેવાંજ સારા તાર્કિક કારણો પણ છે.

એમ બેસી જવા તૈયારી કરતા હતા; એટલામાં પ્રદ્યોત પુર્ણેન્દુ, શૈલેન્દ, સુશીલા, વિદુલા અને અન્ય સગાં વ્હાલાં આવ્યાં. ન્હાવાની સર્વ તૈયારીઓ થઇ. સર્વ કોઇ પોત પોતાને ઠામે બેઠા. દીવાઓ મુકાયા. પુરૂષ વર્ગ ગોઠવાઇ ગયો. સ્ત્રી મંડળમાં બેસવાની અનુકુળતા છે કે નહિ એ જોવાને મૃદુલા, તિલોત્તમા અને વખતે શાન્તિગૌરી ફરતાં હતાં, મૃદુલાના ગળામાં હાર અને માથામાં બોર સલ્લીના ગજરા સિવાય કાંઇજ નહોતું. મૃદુલા અને તિલોત્તમા પાન ગુલાબ વહેંચતાં હતાં. વિનોદરાયની ખાસ ચિવટથી સ્થળે સ્થળે ધુપ સળગાવવામાં આવ્યો હતો. પુષ્પનાં તોરણો લટકાવવામાં આવ્યાં હતાં અને તમામ સ્ત્રી મંડળને એકેકો હાર પહેરાવવામાં આવ્યો હતો. ફુલ હાર અપાઇ રહ્યા; તિલોતમા મૃદુલા, વિદુલા હિરણ્યમયી વિગેરે મંડળી નજદિકના ઓટલા ઉપર બેઠેલી બુદ્ધિદા પાસે બેઠું. 'પીરસણ કેમ નથી નીકળતું ' ' દશ વાગી ગયા છે ' ' છોકરાં ઉંઘી જાય છે ' " કોણ આવવાનું બાકી છે " " નકામી રસોઇ ટાઢી પાડો છો " " વિના કારણ ઉજાગરા " "બળ્યું આવું ખાવું " એવા ઉદ્દગારો સ્ત્રી મંડળમાંથી નિકળતા હતા. પુરૂષ વર્ગમાં યુવાન મંડળ ટોળે વળી જ્ઞાતિની, દેશની, ઉન્નતિની સ્કુલ કોલેજની, માસિકો પત્રની, અવિવાહિત રહેલાને " ત્હમારૂં ક્યાં થયું ? " એમ ઠેરે ઠેરે ચ્હડાવી મશ્કરીની વાતો થતી હતી.

" બુદ્ધિદા ક્યાં છે " એમ કહેતી શાન્તિગૌરી આવીને કહેવા લાગી.

" બુદ્ધિદા તો જાનમાં જશે મૃદુલાની જોડમાંથી આવ્યાં નથી ત્હેને બોલાવી આવને ? "

બુદ્ધિદા—બ્હેન ! કેમ નથી આવ્યાં ! ભાભી ત્હમને ખબર છે !

તિલોત્તમા—ના, કાંઇ આજ છે તો નહિ. અમસ્તા માન ખાવા રહ્યાં હશે. પ્રદ્યોત મામાને પૂછોને.

વિદુલા—આજ કોઇનું સમચરી બમચરી હશે. નહિ તો આવ્યા વિના રહે નહિ. પ્રદ્યોત મામાના કામમાં આડાં ન આવે પછી તો કોણ જાણે.

તિલોત્તમા—આ સુશીલા ભાભી આવ્યાં એમને ખબર હશે.

બુદ્ધિદા—સુશીલા ? પુર્ણેન્દુનાં વહુ કેમ હજી નથી આવ્યાં કાંઇ કારણ છે.

સુશીલા—આજ શેની આવ્યે ? એના બાપની આજ વર્ષ ગાંઠ છે તે અવાય ?

મૃદુલા--સમચરી કે વર્ષ ગાંઠ.

સુશીલા – વર્ષ ગાંઠ.

વિદુલા—સમચરી તો ઠીક પણ વર્ષ ગાંઠ તે પળાતી હશે અને તે પણ વૃદ્ધની.

સુશીલા—એ તો ત્હમને. ગમે તેવાએ બાપને ? વર્ષ ગાંઠ હોય તે ન સાંભરે કે શું ? આવું હોય ત્યારે તો વધારે સાંભરે. ન્હાનાં છોકરાંની વર્ષ ગાંઠ પળાય છે તો પછી આ કેમ નહિ. અરે વળી આવાં શું કામ જાઇએ. મ્હારાં ભાભી ગુજરી ગયાં છે તે અમૂક દિવસે પરણ્યા હતાં એમ એમનાં પીયરીઆ પાળે છે તો પછી આ તે ન્હાની સુની વાત છે ?

મૃદુલા—હેં ભાભી ? સુશીલા કહે છે તે ખરૂં છે? આપણામાં આવો શોક પળાય છે ?

તિલોત્તમા—બ્હેન મુદ્રિકા જેવાં ભાગ્યેજ કોઇ હોય જે જુગલકિશોરનો પણ શોક ન પાળવા દેવા દુરાગ્રહ કરે. આપણામાં તો એવો શોકનો ચાલ પડી ગયો છે કે ન પુછો વાત. આડે દહાડે ગમે તે પણ આજ ખોળી ખોળીને કહાડે.

મુદ્રિકા—આપણે બધાં વાતો કરીયે છીએ પણ આપણે ત્યાં પાછું આપણે એમનું એમ કરીયે છીએ.

મૃદુલા—બ્હેન ? હું તો શોકની તદ્દન સ્હામી છું. અંતરની લાગણી બ્હાર બતાવવાથી શો લાભ ? આપણે માટે બીજાને જેને લાગણી પણ ન હોય ત્હેને ક મને શોક પાળવો પડે એવું શું કામ કરીયે.

તિલોત્તમા—મ્હારા પ્રદ્યોત મામાએ કયાં એમની માનો શોક પાળ્યો હતો ! એક મહિનાની અંદર જમવા જતાં શું એથી એમને માને માટે લાગણી નહિ હોય ?

શાન્તિગૌરી—હશે હવે આપણે ન પાળવો એ વાત યાદ રાખવી. જે ટીકા આપણે કરીયે તે ટીકા આપણી ન થાય તે સંભાળવું નકામી નાત ખોટી થાય છે. મુદ્રિકા ! તું ઉભી ઉભી જઇ આવ્યને ?

મુદ્રિકા ને તિલોત્તમા પ્રદ્યોતને ઘેર ગયાં. પુર્ણેન્દુની વહુને ઘણું સ્હમજાવી પણ એકની બે ન થઇ. આખરે બન્ને થાકી પાછા આવ્યાં અને જ્ઞાતિભોજન બાર વાગ્યે શરૂ થયું.

પુરૂષ વર્ગમાં પ્રદ્યોત, પદ્મનાભ, શૈલેન્દ્ર, રવીંદ્ર, કુમુદકાન્ત, અને અન્ય મિત્રમંડળ સાથે બેઠું હતું. પ્રબોધ વખતો વખત ખબર કાઢી જતો હતો અને સારી રીતે જમવાનો આગ્રહ કરતો હતો.

કુમુદકાન્ત—કેમ પ્રદ્યોત ભાઇ. પેસ્તનજી અને કરીમમહમદ નથી આવ્યા કે? લગ્નને દિવસે તો મ્હેં જોયા હતા.

પ્રદ્યોત—આવ્યા છે ને. પણ અહીં આવ્યા નથી.

પદ્મનાભ—શું એમને નોતરાં નહોતાં કે શું? પ્રબોધ કે વિનોદરાય ભૂલે એમ નથી?

કુમુદકાન્ત—મૃદુલા તો નજ ભૂલે. એનો અત્યારથી પ્રદ્યોતનાં ને મ્હારાં એમ કરવા લાગ્યાં છે.

પ્રદ્યોત—તે તો ત્હમને લાગે તે ખરૂં. પ્રબોધે આગ્રહ તો બહુ કર્યો હતો પણ મ્હને ઠીક ન લાગ્યું. અન્ય કોમવાળાને આપણી સાથે રાખવું એમાં એમને અને આપણને બેને ઠીક પડતું નથી. એ એમના મનથી "અમને હલકા ગણે છે" એમ માને છે અને આપણે કેટલાંક કારણોથી સરખા ગણી શકતા નથી. માટે સઉથી સારો ઉપાય એજ કે બીજે દિવસે માત્ર મિત્રમંડળીજ રાખવું એટલે પાર્ટી જેવો આનંદ પડે.

કુમુદકાન્ત—ત્હમારૂં કહેવું ખરૂં છે. પાર્ટીમાં એવો વાંધો આવેજ નહિ.

પદ્મનાભ—પાર્ટીમાં ઘણા લાભ છે. એકતો બધાને સાથે બોલાવાય અને બીજું આપણે જ્ઞાતિમાં જે તેડાં હકારાં કરવાં પડે છે તેમાંનું પાર્ટીમાં કાંઇ નહિં. કાર્ડ મોકલ્યું એટલે પત્યું.

રવીંદ્ર—બીજુ પાર્ટીમાં આવવા શોકનો વાંધો ન આવે તેમ જમવાની-બેસવાની જગા કેવી. આ જગા સરખાવો અને પાર્ટીની જગા સરખાવો.

**પદ્મનાભ**—ન્યાતની જગાતો ડર્ટીમાં ડર્ટી (ગંદામાં ગંદી) આતો ન આવીયે તો ખોટું લાગે નહિતો હુંતો આવુંજ નહિ. જે જગાએ આઠે દિવસે ઉભા પણ ન રહીએ ત્યાં રેશમી સોળાં પહેરી બેસવું.

**કુમુદકાન્ત**—આટલા પૈસા બગાડે પણ એક જગા ખાસ જમવાની રાખે તો શું ?

રવીંદ્ર—અરે કાસ્ટડીનરજ (જ્ઞાતિભોજન) કાહાડી નાંખવા એટલે બધી ધમાલજ જાય. પાર્ટીઓ રાખવી એટલે બસ.

**પદ્મનાભ**—આપણા જ્ઞાતિભોજનથી એમાં કાંઈ ખર્ચ ઓછું થતું નથી.

**કુમુદકાન્ત**—શેનું ઓછું થાય ! જ્ઞાતિભોજનમાં નિરાંતે ખવાય અને પાર્ટીમાં તો ડીશ (થાળી) માં કાંક રાખવું પડે. ઘરધણીને તો એટલુંજ બલ્કે વધારે ખરચ થાય. વળી સાહેબ લોકો વિગેરેને માટે આપણને ન ખપતી ચીજો મંગાવવી પડે.

**પ્રદ્યોત**—એ તો ન મંગાવે તોએ ચાલે. બાકી પાર્ટીમાં જ્ઞાતિ ભોજનથી ઓછું ખરચ નથી. પાર્ટીમાં તેડાં હકારા, શોક નથી નડતો એ સુધારો આપણે કરીયે અને બેસવાની સવડ કરીયે તો જ્ઞાતિ ભોજન ખોટું નથી. પાર્ટીની પણ જરૂર પડે છે. પાર્ટીની વખતે પાર્ટી અને જ્ઞાતિ ભોજનની વખતે જ્ઞાતિ ભોજન થાય તો બસ.

રવીન્દ્ર—જ્ઞાતિ ભોજન કરવુંજ જોઇએ એ દુઃખ ઓછું છે.

પ્રદ્યોત—એ કહાડી નાંખોને ? એની કોણ ના કહે છે, લગ્ન જેવા ખુશાલીના પ્રસંગે આપણે મળીયે છીએ એ એક નાતનું શોસીયલ ગેધરીંગ ( મિત્ર મેળાપ ) છે. એકલા ખાવાની તો વૈદો પણ ના કહે છે તો આ આનંદથી સાથે સાથે જમાય તો ખરૂં. વળી આપણે જે વાતો કરી તે બધા ભેગા મળીને કયારે કરવાના હતા. લાભ તો છે પણ સદુપયોગ થાય તો.

પ્રબોધ—કેમ ? ખાઓ છો કે ડીસ્કશન ( વાદવિવાદ ) કરો છો.

પદ્મનાભ—આતો ખાઇ રહ્યા પછી ટાઢા પહોરના ચાલે છે.

સર્વ મંડળ ખાઇ રહ્યું અને રાતના એક વાગ્યે ઘર તરફ જવાની તૈયારી કરવા લાગ્યું.

---

## ઉચ્છ્વાસ ૧૩ મો.

### કૌમુદી ઉત્સવ.

ગરબે રમવાને ગોરિ નીસરીરે લોલ,
તેજ કોટી ચન્દ્રનો પ્રકાશ, માસ પૂર્ણમેરે લોલ,
તાળિ દેતાં વાગે રૂમઝુમ ઝુમખાંરે લોલ.
ભીમરાવ ભોળાનાથ.

પૂર્ણિમાની રાત્રી હતી; શીતરશ્મી પૂર્ણ કળાએ ખીલી રહ્યા હતો. તેજના અંબારમાં રાત્રીમાં ભટકતાં ન્હાના જંતુઓ આમ તે-

મ ઉડી તેજમાં ડાઘારૂપ દેખાતાં હતાં. આકાશમાં ચંદ્ર સરતો સરતો સ્નાન ક્રીડા કરતો હોય તેમ હસિતવદને સર્વત્ર આનંદ પ્રસારતો હતો. આ વખતે અતુલચન્દ્રના ઘર આગળ કાંઇક જુદોજ દેખાવ હતો. ઘરના રસ્તામાં પડતા લાંબા છજાના એક ભાગમાં પ્રદ્યોત અને ત્હેનું મિત્ર મંડળ બેઠું હતું. બીજા ભાગમાં ડો. અવિનાશ નલિનાક્ષ, મી. બોસ, પટવર્ધન, વિગેરે સંભાવિત ગૃહસ્થો બેઠા હતા. નીચે બારણા પાસે મ્હોટી પાટ ઉપર કમલા, અને બીજી આધેડ સ્ત્રીઓ બેઠી હતી. મૃદુલા, વિદુલા, તિલોત્તમા. સુશીલા, અને બીજી યુવતીઓએ કોઇએ શ્વેત તો કોઇકે ગુલાબી, તો કોઇએ લીલા તારા ટપકીવાળા સાળુ પહેર્યા હતા. મૃદુલાએ શ્વેત પોશાક અને મોતીની માળા સાથે શીરીન અને સકીનાની આપેલી પ્રદ્યોતની છબી પહેરી હતી. ગળામાં અને માથે પુષ્પ માળા શોભી રહી હતી. વિદુલાએ ઝીકની કોરનો સાળુ અને કબજો પહેર્યો હતો. ન્હાનાં છોકરાંઓ આમ તેમ દોડતાં હતાં અને ચંદનીમાં ' સાતેલીયું ' વિગેરે રમી આનંદ કરતાં હતાં. સ્હામી બાજુ બે ન્હાની પાટ નાંખી સીપાઇ—નોકર વર્ગ બેઠો હતો. કોઇ સખીઓની સાથે તો કોઈ એકલી કોઇ નોકરની સાથે તો કોઇ વૃદ્ધ ઘરના માણસ સાથે આવતા હતાં. યુવતીઓનાં ટોળાં ઠેરઠેર ઉભાં રહ્યાં હાસ્ય વિનોદ ચાલ્યો. સ્ત્રીઓને પાંજરાના પક્ષી માફક પુરી રાખવામાં આવે છે એટલેજ જ્ઞાતિ ભોજન—ગરબા અને એવા પ્રસંગોમાં વધારે છુટથી આનંદ કરે છે. આવા મેળાવડામાં સ્ત્રીઓનાં હૃદયમાં જે આનંદ જે સ્વતંત્રતા છવાયો હોય છે, મુખ ઉપર ગ્લાનિને બદલે જે ઉમંગ ઉત્સાહ પ્રસરી રહયો હોય છે તેનું

કારણ એજ છે કે મનુષ્ય માત્રને શું પણ પશુ પક્ષી પણ સ્વતંત્રતા ચાહે છે. પુરૂષ વર્ગ નાટકોમાં, કલબોમાં—મિત્રમંડળમાં રાતના દસદસ અગીઆર અગીઆર વાગ્યા સુધી નિરંતર ફરે આનંદ કરે અને સ્ત્રી વર્ગ માત્ર ઘરમાંજ ગોંધાઇ રહે. ઘેર આવી એમની સાથે સામાન્ય રીતે એવી વાતજ ન થાય. એમને આપણા આનંદમાં ભાગ ન લેવા દઇએ. એમના ઉત્સાહ અને આનંદને પોષીયે નહી અને પછી પાશ્ચિમાત્ય સ્ત્રીઓને પતિ સાથે આનંદ કરતી જોઇ આપણી સ્ત્રીઓને ધીક્કારીયે એ કેટલું અયોગ્ય છે ?

Men choose their wives because they are pretty, or because they are rich, or because they are well-connected but rarely for permanent interest of their society. *

આર્ય સ્ત્રીઓ પોતાના પતિ સિવાય બીજો કોઇજ વિચાર કરતી નથી. ત્હેમને ત્હેમના પતિનો એક મધુર શબ્દ બસ છે. આવી સ્ત્રીઓને જો પુરૂષ વર્ગ પોતાના જીવન્મિત્ર ગણી કલબ મિત્રમંડળની માફકજ વાર્તા વિનોદ ચલાવે તો સ્ત્રીઓના હૃદયમાં જે આનંદ જ્ઞાતિ ભોજન—ગરબા વિગેરે સમયે દેખાય છે તે નિરંતર કાયમ રહે. હિંદુ અવિભકત કુટુમ્બના ખરાબ પરિણામો આ આનંદને કેટલે દરજ્જે નષ્ટ કરે છે ખરો છતાં પતિ પત્ની તરીકેના

---

*ઘણું ખરૂં મનુષ્યો કાંતો સુંદરતા માટે, તવંગર હોય એટલા માટે ઉત્તમ કુળની છે એટલા માટે લગ્ન કરે છે પણ ત્હેમના સહવાસથી આનંદ મળે એ માટે ભાગ્યેજ પરણે છે.

આનંદમાં કદાપિ વિઘ્ન ન આવે, ને અસંતોષ તો રહેજ નહી.

**શાન્તિ**--'તિલોત્તમા ? બધાંને કહે કે ગાયા પછી વાર થશે ને ગાશો શું. એક બે ગરબા ગાઓ એટલામાં ચાલુ થશે. ઉપર બધા સાંભળવા બેસી રહ્યા છે.'

હવે શું ગાવું એની તકરાર પડી, પક્ષ પડયા. વિદુલા, સુશિલા નવા ગરબા ગાવાની તરફેણમાં હતી. તિલોત્તમાએ એકાદ જુના ગરબાની દરખાસ્ત મુકી. આખરે તકરાર કમળા પાસે ગઈ કમળાએ પ્રથમ માતાજીની સ્તુતી ગાઈ ગમે તે ગાવાની રજા આપી. માતાજીની સ્તુતી ગવાઈ. ત્યાર પછી તિલોત્તમા અને વિદુલાએ નીચેનો ગરબો ઉપાડયો અને સર્વેએ ઝીલવા માંડયો.

આજે આંગણું ઉજળાય, ભાભી આવે છે;
શીળી જગની નૌતમ છાંય, સાથે લાવે છે.

મન્દ મન્દ હસતી મુખ નવ વદતી લતા લચી લચી જાયરે;
મીઠી ભાભીના અન્તર ઉમળકા ખેલી નયન શરમાય.
ભાભી આવે છે. આજે૦

નિર્મળ સરિતડી ભાભી અમોલી વહશે સાત્વિક ગાન રે;
સાગર સમો બડ ભ્રાતા રસીલો ઝીલી દેશે નદીતાન.
ભાભી આવે છે. આજે૦

વ્હાલી ભાભીની સોડેથી સરશે સરલાં સુંદર ફુલ રે;
નિત નિત ખીલતાં વિધ વિધ ઝુલતાં તેજવશે વીરકુલ.
ભાભી આવે છે. આજે૦

---

× સારૂં સારૂં રે સુરત શ્હેર, મુંબઇ ~~અલબેલી એ~~ શહેર.

**શ. વસન્તવિનોદી.**

માડી જાયાની દેવી ભાભલડી, વીર જયમ વૈકુંઠનાથરે;
મંગલહૈયાં હીર અમલાં ગુંથાતાં, ઝળકશે પુણ્યપ્રકાશ.
ભાભી આવે છે. આજે૦
અનુપમ જોડલું પાશે પ્રભુતા, થાશે જગત રળિયાતરે;
કુમકુમ ચાંદલો મોંઘી ભાભીનો અક્ષય રહો જગતાત.
ભાભી આવે છે. આજે૦
" વ્હાલી ભાભીની સોડેથી સરશે સરલાં સુન્દર ફુલરે. "

એ લીટી આવતાં કુમુદકાન્તે પ્રદ્યોતના પડખામાં આંગળી ખોશી. પ્રદ્યોત હસ્યો. મૃદુલા ઉપલી કડી ગાતાં-ભાવ સ્હમજતાં શરમાઇ-હસી અને મુગી મુગી તાળીઓ લેતાં ફરવા લાગી.

"મૃદુલાને એવું ફુલ આવે ને હું રમાડું એટલે ગંગા નાહ્યાં" એટલું કમળા બોલી બીજી સ્ત્રીઓ સાથે વાત કરવા લાગી. મૃદુલાનું સાસરૂં માટે ન અવાય એમ પ્રબોધનો વિચાર ન હોવાથી અને પ્રદ્યોત વિગેરેના આગ્રહથી પ્રબોધ આવ્યો હતો. તિલોત્તમાના શુદ્ધ ઉચ્ચારની સાથે શાન્ત સંગીતે શ્રોતાજન ઉપર જૂદીજ અસર કરી.
નિર્મળ સરિતડી ભાભી અમોલી વહશે સાત્વિક ગાનરે. "

એ લીટી આવતાં વાતાવરણ શાન્ત થઇ ગયું. વાર્તા-ગપ્પાં બંધ પડયાં, સર્વ કોઇના કર્ણેન્દ્રિય તિલોત્તમા અને સુશીલા તરફ ખેંચાયા. પવન અને ચન્દ્ર ઘડીભેર સાંભળવા સ્તબ્ધ ઉભા રહ્યા.

પ્રદ્યોત—કુમુદકાન્ત.

The man that hath no music in himself,
Nor is not moved with concord of sweet sounds

Is fit for treasons, stratagems and spoils. §

એ શેકસપીઅરના શબ્દ કેટલા સત્ય છે?

કુમુદકાન્ત—શું આપણામાં આવાં ગાનારાં છે? હું તો જાણુ-તો હતો કે નાટકો વાળાજ ગાઈ શક્તા હશે. અગર ગુરતણો ગા-ઈ જાણતી હશે,

પદ્મકાન્ત--હજી મૃદુલા ગાય ત્યારે સાંભળજોને. ગાનાર તો છે પણ એને ઉત્તેજન કોણ આપે છે.

પ્રદ્યોત—ગાવાનું કામ પણ વિચિત્ર છે. પુખ્તવય અને પરિ-પક્વ વિચાર વિનાના હાથમાં જાય ને એ છંદે ચ્હડે તો ભારે નુકશા-ન થાય એમ છે માટે એનું પણ યોગ્ય શિક્ષણ આપવું જોઇએ.

પ્રબોધ--ચાર પાંચ સિવાય કોણ ગાય છે? ગાતાં આવડતુંજ નથી. મ્હારો વિચાર એવો છે કે ન્હાની છોકરીઓ પાસે આપણે ગ-વડાવીયે ને જે સારૂં ગાય ત્હેને સાળુ અગર પુસ્તક ભેટ આપીએ.

કુમુદકાન્ત—હા, એ બરાબર છે. એવું દર વર્ષ થવું જોઇએ.

પ્રદ્યોત—દર વર્ષે થાય તો ઘણું સારૂં પણ આજ તો જુવો.

આ દરખાસ્ત નીચે ગઇ. યુવતીઓને ગમી પણ વૃધ્ધોને રૂચિકર ન થવાથી મુલતવી રહી. ચાહના પ્યાલા આપ્યા. પાન-સો-પારી ખાધાં. તાજા થયાં અને બીજો ગરબો ગાવાનું મૃદુલાને માથે પડ્યું, મૃદુલા અને હિરણ્યમયીએ નીચેનો ગરબો ઉપાડયો. પ્હેલી

---

§ જે મનુષ્યમાં સંગીત નથી, જેનું હૃદય સંગીતના મૃદુલ સ્વરથી દ્રવતું નથી તે મનુષ્ય, દ્રોહ, ખટપટ અને એવાજ કાર્ય માટે યોગ્ય છે.

ટુંકની સાથેજ મૃદુલાના રાગથી, ત્હેના ભાવથી અને બારીક દબથી સર્વ સ્તબ્ધ થયા અને મૃદુલાને ધન્યવાદ આપવા લાગ્યા.

સતી સુન્દરી બ્હેનો ! રંગ આપણુ રમીએ રે,
ચાલી ધર્મ નીતિ પ્રીતિ સંગ, પ્રભુને નમીએ રે:
સખી ! શીયળ સુખ અમિ રંગ, જીવન વહીએ રે,
આવો ! આવોને સહુ મળી સંગ, લ્હાવો લઇએ રે:

આનન્દે ઉર સિન્ધુ જ્યાં, તરંગમાં ઉભરાય,
પ્રિયપતિ સહ જગસિન્ધુ આ, પ્રીતિ નૌકાથી તરાય.

એવાં ભાગ્ય તણો અધિકાર, આપણુ ધરીએ રે,
સતી ધર્મથી જગદાધાર, પ્રસન્નજ કરીએ રે;
શીળો દ્રૌપદી સત્ય પ્રકાશ, ઉર અજવાળે રે,
દમયન્તી પુણ્ય સુવાસ, પ્રભુતા પાળે રે:

જહિં મોજાં સુખ દુઃખનાં, તુફાન ભર અથડાય,
નરનારીનાં નાવડાં તરતાં ત્યાં ખેંચાય.

એવા સાગરમાં વહી સાથ, સઘળું સહીએ રે,
પ્રભુ હાથ ધરન્ત અનાથ, સ્નેહે રહીએ રે;
જગમાં વહે પ્રીતિનું પૂર, સહુ ઉર માગે રે,
પતિપત્ની જીવન ક્યમ નૂર, એનું ત્યાગે રે:

સતીત્વ ધ્રુવનો તારલો, દંપતી નભે જણાય,
ત્હેને અનુસરતાં સુખે, સાગર વિકટ તરાય.

કેવું તારામતી આખ્યાન, સુખકર લાગે રે,

જુવો ! **સીતાનું** યશગુણગાન, જગ શણગારે રે;
વ્રત **અનસૂયાનું સુપવિત્ર**, સુન્દર દીઠું રે,
સાવિત્રી સતીનું ચરિત્ર, કેવું મીઠું રે;
**શાન્તિસુકાન** કરે ધરી, પતિ જહિં નાવિક થાય,
તે સુન્દરીની હોડીને, ઇશ પણ કરતા સહાય.
મ્હારી બ્હેનો ! જુવો તમ દેશ, દુઃખે રડતા રે,
વ્હાલી બ્હેનો ! જુઓ તમ દેશ, પડતિમાં સડતો રે;
પ્રેમ હિન્દ માતાનો સર્વ, પર તો ચાલે રે,
વસ્ત્ર આભૂષણનોજ ગર્વ, ચિત્તે મ્હાલે રે;
નૌકા દુઃખદ પવનમાં, નબળી બની ડોલાય,
મોજાં પહાડ સમાં ધસી, જ્યાં ખાવાને ધાય.
એવાં તુફાન સંસાર સુખ, સઘળાં દાહે રે,
નહિં જ્યાં સદ્‌જ્ઞાનનું સુખ, દુઃખજ ચાહે રે;
નહિં મન્દિર મન્દિર નિત્ય, ભટકે ભાગે રે,
પાપપુંજ ત્હમારા, ચિત્ત જો અન્ય માગે રે;
એ પેલો સિન્ધુ તણો, સામો તીર સુહાય,
રખે ડુબે તમ નાવડું ! યાચો ઇશ સહાય.
**સજી હૃદય સદા નિજધર્મ, પતિ ભક્તિએ રે.**
**કરજો ને સુગુણ શુભકર્મ, સતીશક્તિએ રે;**
**આવો ! આવો ને બ્હેનો ! આજ, મન્દિર દંપતિ રે,**
નહિં **નીતિ** દેવીનું રાજ, **કુનીતિ** કંપતી રે. *

---

* **સમાપ્ત.**

ગરબો પૂરો થયો. ને વાતાં વિનોદ ચાલ્યો.

વિદુલા—હિરણ્યમયી બ્હેન ? હમારે ત્યાં ગરબા હતા ત્યારે 'વર ઘેલીની વાત' ગાઇ હતી તે ગાઓ ને.

હિરણ્યમયી—હા ગાઇ હતી ખરી પણ તેથી લલિતા બ્હેનને ખોટું લાગ્યું હતું.

મૃદુલા—'કોયલ' નો ગરબો ગાઈશું ?

તિલોત્તમા—ના, ના એતો અઘરો પડશે. કોઈ ઉપાડી શકશે નહિ. " ઇતિહાસની આરસી " ગાઇએ.

સકીના—" આસો માસો " ગાઓ.

મૃદુલા—સકીના બ્હેન ? એ ગરબામાં બ્હેલી બે લીટીઓ માંજ ખૂબી છે પછી કાંઇજ નથી.

આમ તકરાર ચાલી, ન્યાતની બીજી યુવતિઓ પાછી બેઠી અને ગપ્પાં હાંકવા લાગી. કેટલાકને અમને ગાવાનું કેમ ન કહ્યું એમ ખોટું લાગ્યું. એટલામાં કુમુદકાન્ત બોલી ઉઠયો.

મૃદુલા બ્હેન ! પેલી " વહુ ઘેલાની વાત " ની ગરબી નવી કરી છે તે ગાઓની.

હિરણ્યમયી—હા, હા. તિલોત્તમા બ્હેનને જરા હસીએ તો ખરાં,

તિલોત્તમા—એમાં શું હસવાનું છે. વહુ ઘેલા કે વર ઘેલામાં શું! બીજા ઘેલાં હોઇએ તો લાજ,

પ્રદ્યોત—તિલોત્તમા ! એ ગરબી ગાઓને ?

બી મંડળ વાતો કરવા મંડ્યું એટલે મહટ્યું,
આખરે મંડળ પાછું ભેગું થયું અને ગરબા શરૂ થઈ

આવો બ્હેનો હસો રમો આનંદથી, *
વહુઘેલાની વાત કહું તે સાંભળો;
આવે હસવું વહુને નામે સર્વદા,
વહુને દેખી હર્ષે હૃદય ઉભરાય જો. ૧

બેસે પુસ્તક લેઇ કદિયે વાંચવા,
તો આવે ત્યાં વહુની છબી નજરે તરી;
પાને પાને લખતો વહુનાં નામ જો,
• સ્વપ્નામાં પણ વહુની મૂર્તિ ઉભી હસે. ૨

ના મૂકે વ્હીલી વહુને ઘડી એક એ,
રાંધે ત્યાં જઇ બેસે પાસે પ્રેમથી:
ધંધે જાતાં તજવી પડે જો પ્રેમદા,
ત્યાં આવે વહુઘેલાના દુઃખની સીમા. ૩

વિયોગ થાયે એમ છતાં દિન એકનો
દશ વીશ ચીઠ્ઠી આવે જાયે ત્યાં ખરે.
એક દિવસ એ લાગે કલ્પ સમાન, ને
હરવું, ફરવું, જમવું ન ભાવે તેહને. ૪

હોય અસ્વસ્થ કે જાય પ્રસૂતિ કારણે,
વહુઘેલાને થાય અસહ્ય વિયોગ જો.

---

* આસો માસો શરદ પુનમની રાત્ય જો. એ રાહ.

હોય કદિ શક્તિ તો દુખ વહુનું લીધે,
ને કાઢે દુખના દિન જેમ તેમ દોહ્યલાઃ ૫

વહુઘેલાને વરઘેલી વહુ જો મળી,
દુધની સાથે સાકર આપી માનજે,
સ્વર્ગ સુખે રહી જોડલું આ દુનિયા મહી.
લોક ટીકા નવગણી મનગાંહી રાચતું. ૬

ગરબાની દરેકે દરેક કડી શાન્ત ચિત્તથી સંભળાતી પણ પૂરી થયે મશ્કરી, ઠઠ્ઠા અને હાસ્ય ચાલતું. ગરબો પૂરો થયો અને સર્વે એ પ્રબોધબાઇની મશ્કરી કરવા માંડી.

**પેસ્તનજી—પ્ર**બોધબાઇ ! પ્રદ્યોતભાઇ તહમને વટાવે એવા વહુ ઘેલા થવાના છે.

કુમુદકાન્ત—**પેસ્તન**જી ખરૂં કહો છો. જુઓ તે છત્રમાંથી ખસતા નથી અને બ્હાના કાઢી મૃદુલાના સ્હામું જુવે છે, હસે છે.

**પદ્મનાભ—પેસ્તન**જી ? **પ્ર**બોધબાઇના દેખતાં પ્રદ્યોતની મશ્કરી થાય એ ઠીક નહિ.

પ્રબોધ--કાંઇ નહિ. આપણને એવી ખોટી મર્યાદા ગમતી નથી. મિત્ર મંડળમાં વાંધો નહિ. વડીલ વર્ગ હોય ત્યારે એ નિયમ પાળવા.

પ્રદ્યોત--**તિ**લોત્તમા એ ગરબી જોડવામાં ખરી હોંકે ? આ વાતચિત થાય છે ત્યાં હેઠળથી ‘ કોઇને ખોટું લાગ્યું છે ’ એમ વાત આવી. પ્રબોધ ઉપર અથવા પ્રદ્યોત ઉપર આ કવિતા થઇ છે એમ માની કમળા રીસાઇ અને “ આવી છોકરવાદી આપણને

નહિ ગમે. ન્હાના મોટાંની લાજ નહિ. " એમ બબડતી કમળા ચાલી ગઇ. બધાં ખિન્ન થયાં.

ગરબાનો હેતુ આનંદ, નિર્દોષ આનંદ હતો—અને જેના ઉપર ગવાયો ત્હેમને તો ખોટું લાગવાને બદલે આનંદ થયો હતો. કમળાનો સ્વભાવ

**ક્ષણે રૂષ્ટા ક્ષણે તુષ્ટા રૂષ્ટા તુષ્ટા ક્ષણે ક્ષણે**

હતો. હિરણ્યમયી—મૃદુલા વિગેરે બોલાવવા ગયાં. અને માંડ માંડ સમજાવી બોલાવી આવ્યાં.

"આવો ફુલડાં મધુરાં" નો ગરબો ગવાયો અને લ્હાણી થઇ. મૃદુલાને ત્યાંથી ન્હાની રૂપાની વાડકીઓની, પદ્મનાભને ત્યાંથી તાસકોની, પ્રબોધ તરફથી લીલાવતીની જીવનકળાની અને બીજાં તરફથી પતાસાંની લ્હાણી થઇ. રાતના એક વાગે સ્ત્રી મંડળ વિખરાયું. માત્ર મૃદુલાનેજ જતી વખત લાગ્યું કે આખી રાત ગરબો ચાલ્યો હત તો સારૂં.



# ઉચ્છ્વાસ ૧૪ મો.

## વિલાયત ગમન.

In repression lies over salvation, through repression we must acquire strength. *

*Arvind Ghose.*

" અલિ ! વિદુલા ! રવીન્દ્ર વિલાયત જાય છે એ વાત ખરી કે ? " ના, ભાભી ! મ્હને ખબર નથી. "

" જુઠું શું બોલતી હઇશ જે આખી ન્યાત જાણે છે ને, એ સમણામાં કમળાએ ઇશારો પણ કર્યો હતો. "

" તો કોણ જાણે ! વાત થાય એટલે કાંઇ ગયાં કહેવાય ! " "ભલે જાય, મ્હારે શું ! પણ નાહક તકરાર પડશે. વિલાયત ગયાથી વધારે શું છે ! વળી લગ્નનો વાંધો આવશે તે જૂદો. નલિનાક્ષ અને તારિણી જૂના મતનાં છે. ત્હારે પણ પિયર જવું ભારે પડશે. આ જકાલ નાત-જાતની દરકાર રાખ્યા વિના વિલાયત વિલાયત થઇ ગયું છે. બળ્યું આના કરતાં સાહેબ થઇ જતા હોય તોએ સારૂં. વીંટી બદલી એટલે લગ્ન. આ વિલાયતનો ઝગડો ઉઠશે ને છોકરાં એ ઠેકાણે જમવા જતાં હશે તે નહિ જઇ શકે. એતો ઠીક છે કે

---

* પ્રતિરોધમાંજ આપણો મોક્ષછે. પ્રતિરોધદ્વારાજ બલ પ્રાપ્ત કરવાનું છે. અરવિન્દ ઘોસ.

આમારા મતના બે ચાર ભાયડાઓ છે નહિ તો ક્યારનીએ નાત બોળાઈ ગઇ હત. ”

આમ બબડતાં ફૂફડતાં ચિંદુલાનાં દુરના માશી ચાલ્યાં ગયાં. આ માશી આખી ન્યાતમાં કંઠેધડે હતાં. લગ્ન કરતાં રોવા કૂટવામાં પેલાં અને કોણ જાણે ક્યાંથી ધારે ત્યારે રોઇ શકતાં. એમનું ઘર આખેડ સ્ત્રીમંડળનું સભા સ્થાન હતું અને ન્યાતના જુવાન છોકરાઓ તેને “ એડવોકેટ ઓફીસ ” કહેતા; કારણ કે ન્યાતની નવા જુની વધતી ઘટતી દરરોજ ત્યાંથી નિકળતી અને તે દ્વારા આખી નાતમાં ફરતી. રવીન્દ્ર એલ એમ એન્ડ એસની પરીક્ષામાં પસાર થયો હતો. ઉમર ન્હાની હતી અને ઇગ્લાન્ડ જઈ ઇન્ડીઅ મેડીકલ સર્વીસની પરીક્ષા આપવા વિચાર હતો, ડો. અવિનાશની વગથી કાઠીયાવાડના એકાદ ફર્સ્ટકલાસ દેશી રાજયે વિલાયતનું ખરચ આપવા કબુલ્યું હતું અને જેથી રવીન્દ્ર વિલાયત જવાનો હતો. આખા કુટુમ્બમાં કમલા શૈલેન્દ્ર અને સુશીલા સિવાય બધા રવીન્દ્રને મોકલવાની તરફેણમાં હતાં. સુશીલા એ ઘરમાં વાત થઈ કે પિયર કાગળ લખ્યો હતો અને તેને લીધેજ અમદાવાદમાં વાત ચાલી હતી. અધુરામાં પુરૂ કોઇ અંતરનું સગું ગુજરી જવાથી કમલા બે દિવસ અમદાવાદ આવી હતી ત્યાં બેસમણામાં પોતાના વિચાર દર્શાવ્યા હતા.

વિનોદરાયના ઘરમાં શાન્તિગૌરી નીચે ઘર કામમાં ગુંથાયાં હતાં; મૃદુલા એકલી ઉપર છજામાં બેઠી બેઠી ટેબલ માટે દોરાનો રૂમાલ ભરતી હતી; ત્હેની સ્હામે ભીંત ઉપર ઘડિ-

યાળ ટકટક અવાજ કરી શાન્તિનો ભંગ કરતી હતી; સાંજના ચાર વાગ્યા હતા; એક ખુણામાં સ્ટવ ઉપર ચાહનું પાણી ઉકળતું હતું; પ્રબોધ અને એનું મિત્રમંડળ ત્રીજે માળ વાર્તા વિનોદ કરતું હતું; આવામાં નીચેનું બારણું ઉઘડ્યું. ' કોણ ! પૂછતાં હિરણ્યમયીનો સ્વર સંભળાયો. " મૃદુલા બ્હેન ક્યાં છે ! " એના ઉત્તરમાં શાન્તિગૌરીએ " ઉપર છે " એમ કહ્યું. હિરણ્યમયી ને જોતાં મૃદુલા બોલી—"ઓહો ! ઘણે દિવસે આવ્યાં ને ! ચિંદરડા પડશે ? " આનો પ્રત્યુત્તર કાંઇ ન મળતાં મૃદુલાએ રૂમાલ પડતો મૂક્યો ને હિરણ્યમયીની સ્હામુ દૃષ્ટિ કરતાં મુખ શોકથી છવાયું હોય એમ લાગ્યું.

" કેમ હિરણ્યમયી બ્હેન ! આમ કેમ વારૂ ! " મૃદુલાના આ પ્રશ્નની સાથેજ નિર્દોષ હિરણ્યમયી જેના મન અને શરીર ઉપર પાર્થિવ વિચારોનો અમલ જામ્યા નથી, એ હિરણ્યમયી એકદમ રોઇ પડી—મૃદુલાના ખોળામાં પડતું નાંખ્યું અને ધ્રુસકે ધ્રુસકે રોવા મંડી.

' બ્હેન ! બ્હેન ! શાન્ત થાવ ! શું છે તેને કહો ? આમ ગાંડાઇ કરતાં હોઇશું ? મ્હારા સમ મ્હને ન કહો તો ! શરીર બગડશે ! આજ આટલું બધું શું છે ! " આટલુ કહેતાં મૃદુલા ને પણ ઝળઝળીયાં આવ્યાં.

" મૃદુલા બ્હેન ! શું કહું ! એ વિલાયત જાય ત્હેમાં મ્હારો શો દોષ.

" વિલાયત જાય છે તે ત્હમને નથી ગમતું ? એજ છે કે

બાજુ ?" "બ્હેન એમ હું સ્વાર્થી નથી. હાલ વિયોગજ છે તો. એમનાજ શ્રેયમાં મ્હારૂં શ્રેય સમાયેલું છે. એમ નહિ, આ તો વિલાયત જાય તે તારિણી બ્હેન વિગેરેને નથી ગમતું."

"જુના વિચારનાં છે તે ન પરવડે, પણ પાસ થઇને આવશે ને કમાશે, કીર્તિ ફેલાશે એટલે એની મેળે ગમશે."

"એ વખત આવે ત્યારે ને ?"

"એટલે"

"એટલે એજ કે વિવાહ તોડવા માગે છે"

"શું બોલો છો ? રવીન્દ્ર વિલાયત જાય છે ત્હેમાં વિવાહ તોડે છે ? કારણ, શું કાંઇ પાપ કરે છે. સુધારાવાળું કુટુમ્બ છે તે તો નલિનાક્ષ ને તારિણી બ્હેન જાણતાં હતાં, અત્યાર સુધી વિવાહ રાખ્યો શું કામ ?"

"બ્હેન હું પણ એજ કહું છું. વિવાહ કરવો. પુત્રીને કેલવણી આપવી, આ મ્હારો પતિ છે એવા સંસ્કાર થાય ને તે પ્રત્યે સ્નેહ અભિવૃદ્ધ થતો હોય-વર્ષોનાં વર્ષો એવી કલ્પના રહે. ભવિષ્યના સ્વપ્નાંનો વિચાર કરી સુખી થતાં હોય તેવે વખતે વિનાકારણે વિવાહ તોડે તે કેવું ? મ્હોટી ઉમરે અને કેળવણી આપ્યા પછી આવી રીતે વિવાહ તોડી અન્ય સાથે લગ્ન કરવામાં કજોડાં નહિ કહેવાતાં હોય કે શું ?"

"પણ બ્હેન ! વિવાહ તોડે છે એમ શાથી જાણ્યું !"

"અરે ગઇ કાલે તારિણી બ્હેન પેલાં આપણાં ગામમાશી એડવોકેટ ઓફ અમદાવાદને વાત કરતાં હતાં કે રવીન્દ્ર વિલાયત

જશે તો આપણ તો હિરણ્યમયીનો વિવાહ તોડી રમેન્દ્રના બ્રહ્માનંદની સાથે કરીશું. ”

“ એ માશી તો ગામનો ઉતાર છે: પોળમાં કોઇએ ધાંટા પાડીને વાત કરી કે ઘરમાંથી એમને એમ હાથણની પેઠે પહેરે વેશે આવી ટાપશી પુરવાની. કોઇના ભાગવામાં–સાચી જુઠી કરવામાં પ્હેલી. બ્રહ્માનંદ તો જગુદન સ્ટેશન ઉપર તાર માસ્તર છે. અને અક્ષયકુમારની છોકરીની વાત ચાલે છે, હિરણ્યમયી બ્હેન ! વિલાયત જવામાં શું પાપ છે તે સ્હમજાતું નથી. નીતિને રસ્તે પોતાનો ઉત્કર્ષ કરે તો એ શું ખોટું ! ત્યાં ગયેલા બધા બગડે છે અને અહીંના પવિત્ર છે એમ શા ઉપર જાણ્યું ? આપણામાં સ્ત્રીઓ ભણેલી છે કહોછો પણ હું માનતી નથી. એને ‘ભણ્યું’ કહેતીજ નથી. બ્હેન ગભરાશો નહિ ! હું તજવીજ કરીશ. આજચીઠ્ઠી લખી એમની મારફત પદ્મનાભને કહેવડાવીશ.' રવીન્દ્ર વિલાયતથી પાછા આવે ત્યાં સુધી વિવાહ તોડવાની વાત બંધ રહે ને પછી તો મુદિત કરીશું. પણ બ્હેન ! ત્હમને તો રવીન્દ્ર ગમે છે ને ?

“ મૃદુલા બ્હેન ! આમ શું બોલતાં હશો. એમ ન હત તો મન ખાલી કરવા આવતજ નહિ ? પરન્તુ બ્હેન ? હું ત્યારે ત્હમારા ઉપર આશા રાખું છું. જો કાંઇ થશે તો મ્હારૂં જીવન કુસુમ શુષ્ક થશે ને પછી આ હિરણ્યયયી જડવત્ થશે ”

“ બ્હેન કાંઈ ફિકર નહિ ! ત્હમારો સ્નેહ છે તો ઈશ્વર જરૂર સહાય્ય કરવાનો ” ચાહ તૈયાર થયો–હિરણ્યમયી શાન્ત થઇ ને જતી વખત “મૃદુલા બ્હેન ! જો ! જો ! હો !” કહી ગઇ.

હિરણ્યમયીના ગયા પછી વિદુલા, તિલોત્તમા, સકીના, શીરીન અને બીજી ચારપાંચ સમવયસ્ક સન્નારીઓ આવી. વાર્તાનો વિષય રવીન્દ્રજ હતો.

**શીરીન**—રવીન્દ્ર વિલાયત જાય છે ને બહુ સારૂં કરે છે. તમારી ન્યાતમાંથી એને માન આપવું જોઇએ.

**વિદુલા**—આપ્યાં. માનજ આપશે તો ? અમારા ઘર ઉપર તો બળી જાય છે. સારૂં ક્યાં ખમાય છે, કનડે નહિ તો પાડ.

**નંદિની**—ન્યાતની દરકાર રાખ્યા વિના જાય તે કાંઇ નહિ ને પછી કહે એટલે કનડ્યું કહેવાય.

**તિલોત્તમા**—વિલાયત જવામાં વાંધો શો ?

**શશી**—દારૂ, માટી ખાવી પડે તે બીજુ શું ?

**સકીના**—તે અહીંઆ કોઇ નહિ ખાતું હોય ?

**નંદિની**—પણ આતો જાણી જોઇને એવા મુલકમાં જવાનું ને ? ત્યાં કાંઇ આપણા જેવી ચોખવટ હોય !

**મૃદુલા**—ચોખવટ તો આપણામાંજ આવી છે કેમ ? ત્યાં તો તમામ દારૂ પરમાટી ખાતા હશે ? ઇગ્લાંડ અમેરીકામાં તો તમારા શુદ્ધમાં શુદ્ધ બ્રાહ્મણો કરતાં પણ આચારે ને વિચારે પવિત્ર પુરૂષો છે. જરાક વાંચીયે તો સમજાય.

**નંદિની**—આ આપણે સું જાણીયે આ તો રેવાશંકર શાસ્ત્રી કહે તે જાણીયે.

**તિલોત્તમા**—આ પેલા અવનિ બાબુનો છોકરો બારીસ્ટર થઇ આવ્યો છે તે કેવો પવિત્ર છે કેવો ભલો છે. એવાને ન્યાતમાં લેવાથી શો ગેરલાભ ?

**સકીના**--આપણા માનવંત ગોખલે કેટલીયેવાર વિલાયત જઈ આવ્યા. એમનામાં શું દોષ છે એ આપણાં દેશને માટે ઓછું કરે છે.

મૃદુલા—વિદેશ જવામાં આપણા શાસ્ત્રમાં બાધ નથી, ત્યાં જવાથી આપણું. આપણી ન્યાતનું અને આપણા દેશનું ભલું થતું હોય તો પછી અને ત્યાંની ખરાબ અસર ન થાય એવી તજવીજ થાય તો પછી વિલાયતનો રસ્તો ખુલ્લો શા માટે ન કરવો ?

**શશી**—બધું સચવાતું હોય તો પછી વાંધો નહિ.

મૃદુલા—ધારો કે **રવીન્દ્ર** આવે ત્યારે આપણો રીત રીવાજ પાળે તો પછી વાંધો છે ?

**નંદિની**—પણ આવીને એ તો પાટલુન સાહેબની ટોપી ને એવું એવું પહેરે તો !

મૃદુલા—એ ખરૂં છે પણ આજથી પચાસ વર્ષ ઉપર કાચની બંગડીઓ નહોતી, ફુલેલા બાંયના કબજા નહોતા પહેરાતા, લુગડાં ને ઘરેણા જુની અને જાડી રીતના પહેરાતા તે તમે પહેરશો કે ? અનુકુળતા હોય ને ઇચ્છા હોય તો એવાં લુગડાં પહેરે. સારા વર્તન વિચારની જરૂર છે કે લુગડાંની ?

**તિલોત્તમા**—ત્યારે વિલાયત જવામાં વાંધો નથી ને.

**નંદિની**—ના. ના. આપણે તો **રવીન્દ્ર** આવશે ને આચાર વિચારનો દોષ નહિ હોય તો વહેવાર રાખવા કહીશું.

**સકીના**—પુરૂષોના વિચાર તો હોય પણ જ્યાંસુધી સ્ત્રીઓના મનમાં ન ઠસે ત્યાં સુધી કોઇપણ સુધારા થાયજ નહિ.

**શીરીન**—આપણે વિચાર કર્યો તે પ્રમાણે ત્હમે પાંચ સાત **કુટુમ્બ** વાંધા ન લાવો તો એટલી તો હિમત.

**મૃદુલા**—હિરણ્યમયીને મદદ આપવા આપણે તો બંધાયેલાં જ સાંને ?

**શશી-નંદિની**—હાસ્તો.

આ વાત ચાલે છે ત્યાં **પ્રદ્યોત**, **પદ્મનાભ**, **કુમુદકાન્ત**, વિગેરે મંડળ આવ્યું ને સ્ત્રીમંડળ વિખરાઇ ગયું. **પદ્મનાભ** વિગેરે ત્રીજે માળ **પ્રબોધ** પાસે ગયા. છેવટે પ્રદ્યોત ચ્હડયો અને ઉપર જતાં જતાં **વિદુલા**એ એક ન્હાની ચીઠી પ્રદ્યોતને હાથમાં ધીરે રહીને સરકાવી દીધી. પ્રદ્યોતે દાદરામાં ચ્હડતાં ચ્હડતાં ચીઠી વાંચી લીધી અને ગજવામાં મૂકી. ' સાહેબજી ' ' જે જે ' ' જય સ્વદેશ 'ના ઘોષ પછી સર્વ મંડળ બેઠું ને **પ્રબોધે** વાત શરૂ કરી.

" કેમ પ્રદ્યોત ? મુબાઈ ક્યારે આવવું છે ? "

" આમેને આમે હું તો રવીન્દ્રના જવા ઉપર આવીશ. "

" **પદ્મનાભ** પણ તે વખત આવશેજ.

" ના, ના, હું તો નહિ આવું. હું તો વિલાયતગમનની સ્હામો છું. "

" સ્હામો એટલે કાંઇ વિચાર કર્યો છે કે **નલિનાક્ષ**ની ના એટલે ત્હમારીયે ના. "

**કુમુદકાન્ત**—**પદ્મનાભ**ના વિચાર પ્રમાણે કાસ્ટ સીસ્ટમ (જ્ઞાતિ ધોરણ) જરૂરનું છે અને જ્યાંસૂધી આખી નાત રજા ન આપે ત્યાં સુધી આવાં પગલાં ન ભરવાં.

પ્રદ્યોત—આખી નાત એટલે આપણા પરદેશના પણ જ્ઞાતિ બન્ધુઓ એક સાથે રજા આપશે એમ ત્હમે માનો છો.

પદ્મનાભ—અને રજા ન આપે તો ન જવું.

પ્રબોધ—જો ત્હમે આ દુનિયામાં કાંઇ સુખની ઇચ્છા રાખતા હો તો દુનિયાની ગતિ સાથે કાંઇ ગતિ કરવીજ જોઇએ. ને માત્ર આત્માનુંજ શ્રેય કરવા ધારતા હો તો સ્વદેશ, રાજકિય ઉન્નતિ, દ્રવ્ય એ વિગેરેની લોલુપતા ન રાખો.

પ્રદ્યોત—જ્ઞાતિની સંસ્થાએ ઘણા લાભ કર્યા હશે પણ મ્હોટા ગેરલાભ આપણને ઉન્નત થતા અટકાવ્યાનો કર્યો છે. હું ઐહિક ઉન્નતિનીજ વાત કરૂં છું.

પેસ્તનજી—જેવી રીતે સરકાર પત્ર ઉપર, માર્ટાગો ઉપર અંકોશ નાંખી લોકની વૃત્તિઓને દાબી નાંખે છે તેવીજ રીતે ત્હમારી જ્ઞાતિઓએ ઘણાને નિઃસત્વ, ના ઇલાજ બનાવી દીધા છે.

પ્રદ્યોત—હું તો એમ માનું છું કે જ્ઞાતિનું દબાણ જેમ વધારે તેમ બહુ સારૂ પરિણામ આવશે. બીલાડી અગર કુતરાને બહુ સતાવે તો આખરે સ્હામું થાય. પ્રજાએ પણ બહુ જુલમ સહન ન કરી શકે તેમ આવા બહુ દબાણથી મનુષ્યો સ્વતંત્ર પગલાં લેવાના અને જે સીધે રસ્તે સરળતા નથી થતી તે પછીથી એની મેળે થશે.

પદ્મનાભ—ના, ના, એમ થાય તો ખોટું. એના કરતાં રસ્તો થાય તો શું ખોટું. ”

પ્રબોધ—કરોને. રવીન્દ્ર જાય છે ત્હેને મદદ કરો.

કુમુદકાન્ત—આપણે કબુલ છીએ. આપણે માન આપીએ ને દીલસોઝી દર્શાવીયે.

પ્રદ્યોત—એવી દીલસોઝી કામમાં ન આવે. માન આપીયે ને એની સાથે જમવાની વાત આવે ત્યારે આઘા ખસીયે.

પદ્મનાભ—મુરબ્બીની સલાહ લેવીજ જોઇએ.

પ્રબોધ—સલાહની કોણ ના કહે છે, પણ એની સાથે ન્યાત બહાર નીકળી મદદ કરવા કેટલા તૈયાર છીએ તે જોવાનું છે.

કુમુદ—આપણે તો તૈયાર થઇએ પણ રવીન્દ્રના હીસાબમાં ન હોઇએ. આપણે એને માટે કોઇની સાથે બે બોલ સાંભળીએ ને એ કહેશે કે એ હવે સમજ્યા એટલે આવ્યા હશે; મ્હારે માટે કાંઇ નહિં.

પ્રદ્યોત—રવીન્દ્રને માટે આવવા વિચાર ન કરવો. માત્ર એક સિદ્ધાન્ત કરી આંવવું. અમુક કાર્ય સારૂં છે પછી તે કરવામાં માન મળો વા ન મળો એજ ઇચ્છા રાખવી. સત્કાર્ય થયું એજ મ્હોટું માન છે.

પદ્મનાભ—આટલી વાત થયા પછી હું હાલ તો એટલુંજ કરીશ કે હિરણ્યમયીનો વિવાહ તોડવાનો હતો તે રવીન્દ્રના આવ્યા સિવાય કંઈ ન કરવા નલિનાક્ષભાઇને કહીશ.

પ્રદ્યોત—પદ્મનાભ ! જો ત્હમે એટલું કરશો તોપણ ઘણું કર્યું એમ માનીશ.

કુમુદકાન્ત—નલિનાક્ષ વિવાહ તોડવા તૈયાર થયા હતા ! વાહ વાહ ! ત્યારે તો જમવાની તો વાતજ શી.

પ્રબોધ—આપણે તો રવીન્દ્ર આવે એટલે અબોટીયાં ઉજાણી કરવાના.

પેસ્તનજી—અને આપણે તો નિરાંતે જમવા બેસવાના.

કરીમમહમદ—અને આપણે તો નાતની બીલકુલ દરકાર રાખ્યા વિના વિલાયતવાળાની સાથે સંબંધ રાખવાના.

કુમુદકાન્ત—અરે કોઈ સાંભળશે તો કહેશે કે આ તો એકાકાર કરવા બેઠા છે.

પેસ્તનજી—કુમુદકાન્ત ! ગભરાશો નહિ–હું તહમારી થાળીમાં નહિ જમવા બેસું હો !

પ્રદ્યોત—એ તો ઠીક. પણ રવીન્દ્રને વળાવવા મુંબાઈ જવું અને આવે ત્યારે મદદ કરવી એ નક્કી થયું ને ?

કરીમ—હા, પણ રાણી સાહેબ વાંધા ન લાવે તો ? કેમ પદ્મનાભભાઈ ?

પ્રબોધ—આપણે તો સહકુટુમ્બજ રવીન્દ્રને વળાવવા જવાના અને મૃદુલા તો આવવાનીજ.

કુમુદ—પ્રદ્યોતને તો એટલુંજ જોઈતું હતું. પદ્મનાભભાઈને વાંધો નહિ હોય તો વિદુલા બ્હેન તો પ્હેલાં આવે એમ છે.

આમ વાતો ચાલી રહી છે ત્યાં એક નાજુક હાથ દાદરાઉપર ચેવડો, ચ્હા–પાન મુકતો દેખાયો. પ્રબોધ લેવા ગયો. એ હાથ કોઈએ ઓળખ્યો–ન ઓળખ્યો પણ પ્રદ્યોતે તો ઓળખ્યોજ. ચેવડાની બીજી થાળી હોત તોપણ જણાત નહિ. પરવાર્યા પછી મંડળ ફરવા ગયું.

# ઉચ્છ્વાસ ૨૫ મો.

## પતિ પત્ની

રજકણમાંથી રત્ન બનાવે રસિક ચતુર રમણી;
ધન્ય ગૃહિણી જે કરે જીવનની સઘળી સ્હેણી કરણી;
મનહર વશકરણી હસવતી ફરફરતી હરિણી;
પ્રણય-ચેતને કરે મદુલી વીજળી સમ ઉજળી:
+.    ×    ×    ×    ×
હર મ્હાને હૈયાને હળવું કરે રમુજી રમણી.

લલિત.

ચન્દ્રે પૂર્વ દિશામાં પૂર્ણ કળાથી ડોકીયાં કરતાં આગળ ધસવા માંડયું હતું; આખા દિવસના આરામ પછી અનિલે મંદમંદ પ્રયાણ શરૂ કર્યું હતું. આ સમયે પ્રદ્યોતના ઓરડામાં નવિનજ દેખાવ હતો. અગાશી પાસેની જાળીમાંથી પલંગ ઉપર, કૌમુદી પ્રસરતી હતી; સર્વત્ર સ્વચ્છતા દૃષ્ટિગોચર થતી હતી; દાદરાની સ્હામે ટેબલ ઉપર દીવો પૂર્ણ તેજથી પ્રકાશતો હતો. ભિંતની એક બાજુ દંપતીની છબી હતી. બીજી બાજુ પ્રદ્યોતની સ્નેહાળ માતાની છબી હતી. મેજ ઉપર "કલાપિનો કેકારવ" "હૃદયવીણા" અને એકાદ બે ઇંગ્રેજી પુસ્તકો પડ્યાં હતાં. નહોતું આ મેડીમાં ઉત્તમ ફરનીચર કે નહોતો આ મ્હેડીમાં વૈભવનો દાદ.

અગાશી પાસેની આરામ ખુરશી ઉપર મૃદુલા બેઠી હતી: આજ હેનું રૂપ અવર્ણનીય લાગતું હતું; રૂપેરી કોરની આછા ભૂરા રંગની રેશમી હલકી ફુલ જેવી સાડી પહેરી હતી; ઝીકથી ભરેલો રહેંજ ફુલેલો પોલકો પહેર્યો હતો; હાથમાં એક કાચની બંગડી, સોનાની પાટલી અને નાજુક કંકણ હતું: ગળામાં એક સોનાનો હાર, અને સુવર્ણની સાંકળે જડેલી પ્રદ્યોતની છબી વાળું લોકેટ છાતી ઉપર લટકતું હતું અને મૃદુલાના આન્તર્ભાવ–આન્તરાનંદની મૂર્તિ રૂપ વિરાજતું હતું. વિશાળ લલાટમાં કુંકુમ ચન્દ્ર નભના ચન્દ્રની સાથે હરીફાઈ કરતો હતો. મૃદુલા, વિગાર–હર્ષે પતિસમાગમની ઉત્સુકતાની ઉર્મિઓનાં હલેસાં ખાતી ખાતી પડી હતી–ત્યાં ગાવાની વૃત્તિ થતાં ગાવા લાગી.

પ્રિય દિપોત્સવીનો દિન આજે આવ્યો રે,
ચારૂ સ્નેહ કુસુમનો છોડ મુજ કંઈ ફાલ્યો રે;
મમ હૃદયમહીં આનંદ જે નવ માયો રે,
તે અનિલ લઈ નિજ સંગ જગમાં ફરતો રે. ૧
જેમ કૃષ્ણ પક્ષની રાત્ય ચન્દ્ર વિયોગે રે,
ગ્રહી શ્યામ વસ્ત્ર નિજ અંગ દિવસો ગાળે રે;
તેમ શુભ અવસર આ માટ વ્હાલા મ્હારા રે,
મ્હેં આવ્યા જેમ તેમ વર્ષ ઉપેક્ષી કાઢ્યા રે, ૨
આ આછો ભૂરો રંગ મુજ સાળુનો રે;
કાંઈ તારા ટપકી સાથ ગગને ધાર્યો રે;
મીઠી ઘણા દિવસની વાત મમ નવ ખૂટે રે,

લઇ અંકે રજની કાન્ત મુજસમ મ્હાલેરે * ૩
નહિ રૂપ અને કંઈ સ્વાદ મુજ....

એટલામાં દાદરામાં પગરવ લાગ્યો; ગાવાનું અધુરૂં રહ્યું અને નેત્ર તથા હૃદયમાં કોણ આગળ જાય છે ત્હેની તકરાર પડી. નેત્રો દેખે તે પહેલાં હૃદયે પ્રિય મૂર્તિ દેખી. એના પરિણામે હૃદય ઉછળવા લાગ્યું. પ્રવીણ આવ્યો અને મૃદુલા ઉભી થઇ અને પ્રિયને સોત્સાહ મળી.

" વ્હાલી ! વધામણી ખાઉં તો શું આપીશ. "

" પ્રથમ મ્હને કહો, તમે ખુશી થશો તે આપીશ.

" અત્રેની **પ્રજાકિય સમિતિ** તરફથી નિકળતા '**સ્વદેશ**' પત્રમાં સબ એડીટર તરીકે સાઠ રૂપીઆની નોકરી મળી છે.

" વ્હાલા, આનંદ થયો. આટલા દિવસની મહેનતનો બદલો મળ્યો. હવે શરીર સાચવી આપણે સ્નેહપૂર્વક આનંદ કરીએ એટલે બસ. શીરીન બ્હેન, કરીમભાઇ, પેસ્તનજીને બહુ નહિ મળાય એટલું દુઃખ થયું. "

" ના, ના. મ્હારે મહીનામાં બે વખત તો પેપરને અંગે મુંબાઇ જવુંજ પડશે. વળી કરીમમહમદ તો સમિતિમાં જોડાવાના છે. પેસ્તનજી તો કોઇપણ તરેહની નોકરી કરવાનાજ નથી. એ તો ઠેર ઠેર ફરતાજ રહેવાના. અને મુંબાઇ હું એકલો જવાનો નહિ એ ખાસ યાદ રાખવું. પછી એ બધા કેમ નહિ મળે ? "

" તે દિવસ બાગમાં લઇ જવાના હતા તે પ્રમાણેજ ને ? "

" મૃદુલા એ તો વિસરીજ ગયેલ. દર શનિવારે સ્થળે સ્થળે

---

* પંદર તિથિનો રાગ.

આપણે સાથે ફરવા જવાનો નિશ્ચય કર્યો છે. શનિવાર આપણે માટેજ છે. ત્યાર બાદ, રજાઓની અનુકુળતાએ જોવાની જગાઓ જોઇ આવવી. એ પણ નક્કી કર્યું છે. ”

“ કાશી, કલકત્તા તો બની શકે એમ નથી. કારણ આપણે બધો વિચાર કરવાનો છે. પણ પ્રબોધબાઇ પાવાગઢ, ગીરનાર, સોરઠી સોમનાથ વિશે બહુજ વખાણ કરતા હતા તો બની શકે તો ત્યાં જવા વિચાર છે.

“ બહાલી ! આપણે જરૂર જઇશું. પણ હાલ કેટલુંક દેવું કાઢવાનું છે. ” “ તે હું હમણા જવાનું કહેતીજ નથી, તેમજ દેવું કરીને જવાની ઇચ્છા પણ નથી. દર મહીને પચીસ રૂપીઆ તો બચાવીશજ. મ્હારા પોતાના કબજા, ત્હમારા પહેરણ, શાલી, અને રૂમાલ, તોરણ વિગેરે ભરી એની વ્યવસ્થા કરી હું પણ બનતી મદદ કરીશ. રૂમાલ, તકતા ભરી પેટીઓ શોભાવવા અને હીરાનાં બીલ ચ્હડાવવાં મ્હને બીલકુલ ગમતાં નથી. ”

“ અનુલબાઇથી હવે નીપજી શકતું નથી. એમણે તાણ વેઠી મ્હને ભણાવ્યો છે. મ્હોટા ભાઇનો સ્નેહ ઓછો નથી. પણ એમનો જીવન વ્યવહાર જુદોજ છે. જુના મતના તો નથી પણ કદાપિ આપણા આચાર વિચાર નહિ ગમતા હોય તો નભાવી લેવાનું ત્હમારૂં કામ છે. આ ઉપરાંત આપણું જીવન આપણાજ સુખને માટે નથી. પણ જનસમાજના લાભાર્થે ગાળવાનું છે એ ધ્યાનમાં રાખજો. મોક્ષ બધાને ન મળે પણ યત્ન તો કરવો જોઇએ. આપણો એક બીજા પ્રત્યે સ્નેહ છે. ત્હારામાં અનુકુળ થવાની વૃત્તિ છે. અને એ વૃત્તિ વિનોદરાય, બુદ્ધિદા વિગેરેએ પોષી છે માટેજ કહું છું. ”

"ત્હમારો એકે એક અક્ષર મ્હારા હૃદયમાં કોતર્યો છે. વ્હાલા! આપણા જનસમાજમાં કેટલાં પતિ પત્ની આવી વાતો કરતાં હશે ? કેટલાં પતિ પત્ની સાહિત્ય, દેશ સેવા કે જ્ઞાતિ સેવાનો, સ્નેહપૂર્વક વિચાર કરતાં હશે? મૂળ તો કન્યાઓમાં કાંઈ સંસ્કાર નાખ્યા ન હોય તેમાં પતિઓને કલબો-મંડળો અને પુસ્તકો વાંચવામાંથી, પત્નીની સાથે વાત કરવાને, ત્હેમનામાં વાંચવાની વૃત્તિ-દેશ સાથેનો સંબંધ સમજવાની વૃત્તિ, જનસમાજની ઉન્નતિ કરવામાં કેટલું થઈ શકે છે તે જાણવાની વૃત્તિ, ઉત્પન્ન કરવાને નવરાશજ ન મળે અને પછી કહેશે કે સ્ત્રીઓ અજ્ઞાન છે."

"તું કહે છે તે ખરૂં છે. પુરૂષ વર્ગનો એ મ્હોટો દોષ છે. વળી કેટલાક ટીકાથી બહુ ડરે છે. સરસ્વતીચંદ્ર આપણે સાથે વાંચનાં હતાં ને પેલા વકીલનો ગાગુસ આવ્યો તેણે વકીલની વહુને વાત કરી પછી આપણી ઓછી ટીકા થઈ હતી?"

"એવી ટીકાથી ડરીયે તો તો કાંઈ થાયજ નહિ. એવું સાથે વાંચી શકીયે છીએ ત્યારે ટીકા કરે છે ને! અક્ષયકુમારની મંજુલાથી વંચાય એમ છે?"

"એનું શું થાય છે? અહીંઆ છે કે જગુદન?"

"અક્ષયકુમારે આપણી સ્થિતિનો વિચાર કર્યા વિના, મંજુલા માટે વરની જરાપણ તજવીજ રાખ્યા વિના મ્હોટી કરવા ઉપરજ લક્ષ આપ્યું, એટલુંજ નહિ પણ એના વિચારો એટલા બધા ઉંચા કર્યા કે ભવિષ્યની સ્થિતિ જરાપણ વિચારી નહિ. વીશેક વર્ષની થઇ, દુર્ભાગ્યે બીજ વર મળ્યો નહિ, પદ્મનાભ માટે વિચાર કરવા

રહ્યા" અને જ્ઞાતિના બંધારણને લીધે બીજે આપી શક્યાં નહી તેથી આખરે બ્રહ્માનંદને દેવી પડી. મોટી વય થાય ત્યારે પતિની ઇચ્છા થાયજ. તેવામાં પાંચ પચીસના નામ દેવાય, ગુણ દોષ એના દેખતાંજ કહેવામાં આવે, રહમજણી થાય ત્યાં સુધી કુંવારી રાખવામાં આવે અને એની પસંદગી બીલકુલ જોવામાં ન આવે પછી એવી માનસિક સ્થિતિ કેવી થાય ? મંજુલાના સંબંધમાં બીજું એ થતું હતું કે બ્રહ્માનંદ વિશે બહુજ હલકા વિચારો ઉત્પન્ન કરાવવામાં આવ્યા હતા. એની સાથે લગ્ન કરવુંજ નથી એ વિચારે જ્યારે જ્યારે વાત થાય ત્યારે ત્યારે "બ્રહ્માનંદને પરણાવીશું" એમ બ્હીકવી બ્રહ્માનંદના દોષો કહેવામાં આવતા. મંજુલા રહમજુ છે પણ બાલ્યાવસ્થાના સંસ્કારે પતિ તરફ માનવૃત્તિ ન થાય એ સ્વાભાવિક છે"

"પણ મંજુલાને જગુદન ફાવતું હશે કે કેમ ?"

"ન ફાવે તો ક્યાં જાય ? પણ જગુદન જેવા સ્ટેશન ઉપર ફરવા, હરવાનું મીટીંગો ક્યાંથી લાવે ? ત્રેવડના સંસ્કારો પાડયા નથી એટલે તોરણો, રૂમાલ, ભરણગુંથણ બ્રહ્માનંદના પંદર રૂપીઆમાંથી થાય છે, ફેરીયા પાસેથી અહીં આવે છે ત્યારે ફેશનેબલ લુગડાં લઇ જાય છે અને દર શનિવારે અહીં આવ્યા વિના રહેતી નથી. બ્રહ્માનંદ બીચારો બ્રહ્માનંદ છે. સ્થિતિ સામાન્ય એજ એનો દોષ છે. મ્હોટી વયે પરણ્યો છે એટલે મંજુલાને સુખી કરવા પ્રયત્ન કરે છે પણ એને બહુ ખેંચાવું પડે છે."

"વ્હાલી ! વિવાહ ન્હાની વયમાં કરવો કે મોટી વયે કરવો તે નક્કિ કરવું કઠિન છે છતાં એટલું તો ખરૂં કે નજર રાખતા

રહેવું. આ ઉપરાંત સંસ્કારો સારા પાડવા અને વિવાહ યોગ્ય છોકરાઓના દોષ પુત્રીઓ આગળ કહેતાં વિચાર કરવાનો છે."

" મંજુલાના દાખલાથી વિદ્યાને માટે આરોપ મુકાય છે. ભણેલી સ્ત્રીઓ પતિને સુખી નથી કરી શકતી એમ કહેવાય છે. મંજુલા બુદ્ધિદા વ્હેન અગર તિલોત્તમા ભાભી પાસે થોડોક સમય રહેતો સારી અસર થાય ખરી."

" વ્હાલી ! વાંચવા લખવામાં, ભરવા ગુંથવામાં, દેશ સેવા કે જન સમાજને સુધારવામાં આપણી ગૃહવ્યવસ્થા વિસરાય નહિ એ જોતી રહેજે."

" એની ફિકર ન રાખશો. સામાન્ય રીતે એવું થાય છે એ વાત ખરી. છોકરીઓ ઘણાનું શિખે છે પણ ગૃહવ્યવસ્થા તરફ તેઓનું દુર્લક્ષ રહે છે તે દૂર કરવા બુદ્ધિદા, તિલોત્તમા, શીરીન વ્હેને ને મ્હેં વિચાર કર્યો છે. પરિણામ જોજો."

" આજ શેતરંજ રમીશું ?"

" હા ? લાવો રમીયે. પણ રોજ અમારી પાસે ગવડાવોછો તે આજ તમારે ગાવું પડશે. એ શરત હોય તો રમીયે.

શેતરંજ શરૂ થઇ; રમતમાં ખુબ રસ જામ્યો. રમતાં રમતાં મૃદુલાએ દૂરથી આવતો હાર્મોનીયમનો સ્વર સાંભળ્યો અને ગાનવૃત્તિ સતેજ થઇ. પ્રદ્યોતને એક સુંદર ગીત ગાવા આગ્રહ કર્યો અને પ્રદ્યોતે વિનતિ સ્વીકારી.

સ્વજનના શુદ્ધ સાચા હેતની તો વાત જૂદી ! [1]
પરસ્પર પ્રેમના આધારની તો રીત જૂદી !

---

[1] પ્હાડી ગજલ અને સાખી.

**सोऽहं–सोऽहं** સતી રટે, **साहं साहं** કંથ !
સેવે એક બીજાં સદા, એ સહચાર અનંત !
વિરહ સહવાસની જાદુઈ બલિહારીજ જૂદી !
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એજ જૂદી !
અબોલ આંખે સમજતાં, વ્હાલપની કંઈ રીત.
ઊર્મીમય હૈયાં ડગમગે, થાય પરસ્પર લીન ! *

" વ્હાલા ? વધામણી ખાતે લ્યો ભેટ " એમ કહી પ્રિયને હૃદય દાન આપ્યું.

**પ્રદ્યોત** અને મૃદુલા સામાન્ય સ્થિતિમાં હોવા છતાં પરસ્પરના સ્નેહના પરિણામે ગૃહવ્યવહાર શાન્તિથી ચલાવી આમ આનંદથી દિવસ નિર્ગમતાં હતાં. આ પતિ પત્નીનું જીવન કેટલાક દંપતીને ઈર્ષ્યારૂપ થયું હતું; કેટલાકને અનુકરણીય થયું હતું અને કેટલાકને પ્રશંસનીય થઈ પડ્યું હતું. જેન જેમ દિવસો જતા ગયા તેમ તેમ મૃદુલાને ખાત્રી થતી ગઈ કે ઘર, દ્રવ્ય, કે સત્તા એજ સુખનું કારણ નથી. પણ સ્નેહ, મન, પવિત્રતા, ઈશ્વરત્વ હોય તો સર્વ કોઈ સુખી થઈ શકે છે.



* રા. લલિત.

## ઉચ્છ્વાસ ૧૬ મો.

### દૈવ કોપ.

વ્હાલી, વ્હાલી બ્હેના ! શીળો આવશે:
ધરતી ધગ ધગતીયે ટ્હાડી થશે, થશે,
ઉન્હાં, આગ ભર્યાં કિરણો ય જશે જશે,
ધીમે ધીમે બ્હેની ! છાંયો આવશે.

+ × + ×

વ્હાલી વ્હાલી બ્હેની ! શીળો આવશે;
કાળજડાં કોરન્તી ચિન્તાઓ જશે;
દુખનાં ડુંગર ધીરજ દરિયામાં ડૂબે:
" વ્હાલું–રહેવું ! " બ્હેની ! આંબો આવશે. *

**સુમન્ત.**

રવીન્દ્ર વિલાયત ગયો તે વેળા ત્હેનું સર્વ મિત્ર મંડળ, સ્નેહીઓ, તિલોત્તમા, મૃદુલા, સકીના, શીરીન, વિદુલા, ડૉ. અવિનાશ, અને અન્ય મુંબાઇ આવ્યાં હતાં. રવીન્દ્રનું નામ સર્વત્ર દેવાતું હતું. ડૉ૦ અવિનાશ પુણ્યશાળી લેખાવા લાગ્યો; હિરણ્યમયી ભાગ્યવાન્ ગણાઇ; અને જન સમાજમાં 'રવીન્દ્ર', 'રવીન્દ્ર' થઇ રહ્યું હતું. પદ્મનાભના આગ્રહથી નલિનાક્ષ અને તારિણીએ હિરણ્યમયીનો વિવાહ તોડવાની વાત પડતી મૂકી હતી. રવીન્દ્ર લંડનમાં પોતાની કૉલેજના અભ્યાસ

* આસો માસો—

કરવામાં, વાર તહેવારે ગામડાઓ અને શહેરમાં ફરી આનંદ કરવામાં હિંદુસ્તાન, માતા પિતા, ભાઇ, મિત્ર મંડળ સંભારતો નહોતો. વિવાહિતા હિરણ્યમયી વિશે ક્વચિત્ વિચાર કરતો પણ "હિંદુ જનસમાજની કન્યાઓ યુરોપીઅન કન્યાઓ જેવી ન હોવાથી એમની તરફથી ઉંચા સુખની આશા રાખવી એ ફોકટ છે" એમ માનતો. જનસમાજની રૂઢીને અવલમ્બીને પત્ર, પિતા ઉપર, મિત્ર ઉપર, લખતો. એનામાં સ્નેહનો અભાવ નહોતો પણ સ્નેહનો અંકુર ફુટી એનો અનુભવ કરવાનો વખત આવ્યો નહોતો. ગર્ભશ્રીમન્તની સ્થિતિમાં રહ્યો હતો, અભ્યાસાર્થે કુટુંબથી દૂર પડ્યો હતો, અને બુદ્ધિવાન્ હોવાથી સર્વદા વખાણ થતાં હતાં એટલે જીવનના દુઃખો અનુભવ્યા નહોતાં; મ્હારૂં કોણ ! એ ઓળખવાનો સમય આવ્યો નહોતો. શુકલપક્ષમાં જન્મી શુકલપક્ષમાં અવસાન પામનાર જંતુઓને કૃષ્ણ પક્ષનો વિચાર પણ ક્યાંથી આવે ? હિરણ્યમયી જુદા કુટુમ્બમાં ઉછરી હતી છતાં હેનામાં સદ્ગુણો એવા દ્રષ્ટિગોચર થતા હતા કે ખાસ કેળવણી આપે પણ એવાં ગુણો નજરે ન પડે. દૈવવશાત્ મૃદુલાના સહવાસમાં વિશેષ આવી–મૃદુલાને લીધેજ વિવાહ ન તૂટ્યો એટલે મૃદુલા પ્રત્યે એનો ભાર વધતો ગયો. રવીન્દ્રને પત્ર લખવા ઘણુંયે મન થતું; રવીન્દ્રના પ્રદ્યોત ઉપરના પત્રો વાંચતી, પોતાના નામ માટે ફરી ફરી પત્રો વાંચતી પણ ન જણાતાં ખિન્ન થતી. મૃદુલા બુદ્ધિદાની સાથે અનાથાશ્રમો. વનિતા વિશ્રામોમાં ફરતી, દુઃખાર્ત જનોનાં કષ્ટ—વિટંબના અનુભવતી અને તન અને મનથી તેઓનાં કષ્ટ દૂર કરવા મથતી. ભવિષ્યમાં થનાર પતિનો વિયોગ, પતિને મ્હારા તરફ આકર્ષે, સંલગ્નથી અમારા આત્મા

ગોઠવાશે કે કેમ એ વિચાર, મૃદુલા, અને પ્રદ્યોતના દાંપત્ય સુખનું નિરીક્ષણ, મંજુલા અને બ્રહ્માનંદનો ગૃહસંસાર, આધિ, વ્યાધિ અને ઉપાધિથી પીડિત જનોનાં કષ્ટોએ હિરણ્યમયીના કોમલ હૃદય ઉપર, અવનવી અસર કરી હતી; મંદિરો, પાઠ પુજા, દેવળો, પ્રાર્થના મંદિરોમાં દેવ-ઇશ્વરને જોવા બદલે નદિ કિનારે દરિયા કિનારે, સૃષ્ટિસૌંદર્યમાં દુખાર્તજન પ્રત્યે-જન સમાજના હિતમાં-આત્મ કલ્યાણમાં જ્યાં સ્નેહ ત્યાંજ ઇશ્વરત્વ જોવા લાગી. સંસાર નિશાળમાં અનુભવ શિક્ષકે સમય જતાં હિરણ્યમયીને વધારે વિનીત, વધારે કોમલ, વધારે સ્નેહાળ બનાવી.

ત્રણ વર્ષ લગભગ ચાલ્યા ગયાં; રવીન્દ્રને આવવાને પાંચ સાત મહિના બાકી હતા ત્યાં રાજકોટમાં હૃદય ભેદક બનાવ બન્યો. સુશીલા સુવાવડ અર્થે અમદાવાદ પીયર ગઇ હતી. વિદુલા સાસરે હતી: તિલોત્તમા મુંબાઇ હતી. રાજકોટમાં અવિનાશ-કમળા અને શૈલેન્દ્ર એટલાંજ હતાં. શિયાળાના દિવસ હતા-ટાઢ આ વર્ષ અસાધારણ હતી એટલે ડૉ. અવિનાશે રસ્તા ઉપર પડતા હોલમાં સુવાને બદલે વચલા વિશાળ હોલમાં સુવાનું રાખ્યું હતું. શૈલેન્દ્ર તો (કૌમુદી-મહોત્સવ) વાળી જગાની સ્હામેની ઓરડીમાંજ સુતો. મુંબાઇના ગવર્નરના માનમાં જ્યુબીલી હોલમાં પ્હેલી રાત્રે પાર્ટી હતી. પાર્ટી રાતના બાર વાગ્યે ખલાસ થતાં ડૉ. અવિનાશ બંગલે આવ્યો. ટાઢ પુષ્કળ હતી; તાપણી કરવા હુકમ આપ્યો. કમલા અને અવિનાશ પાર્ટીની વાતો કરતા સુઇ ગયાં. પ્હેલી ઊંઘ એટલે પતિ પત્ની બન્ને ઘસઘસાટ ઊંઘી ગયાં. વચલા હો-

લમાં મૂકેલી તાપણી " હમણા મૂકી આવું છું " એમ વિચાર કરતી કરતી કમલા પણ ઊંઘી ગઇ.

તાપણીની ઉપર ખેસનો છેડો લટકતો હતો: બેએક કલાક પછી કોણ જાણે કેમ ખેસ પડી ગયો અને તે તાપણી ઉપર પડ્યો. આની સાથેજ ખેસ સળગ્યો—શરદી હોવાથી પગે કળતર મટાડવા વ્યાસતેલના મૂકેલા પ્યાલાને ઝાળ લાગતાં ભડકો થયો અને ધીરે ધીરે આગ વધી. બંગલાના બારણા નવી પદ્ધતીનાં કરેલાં હોવાથી તડ-ફાટ નહોતી એટલે ધુણી માત્ર છાપરા પાસે રાખેલાં હવાના બાકોરાંમાંથી જઇ શકતી. ડો. અવિનાશ તથા કમલાને કાંઈ ખબર પડી નહિ-છાપરૂં લાગ્યું-શૈલેન્દ્રનો હોલ વેગળો હતો-ગાડી વાળો-નોકરો બંગલાના કમ્પાઉન્ડના પાછલા ભાગની ઓરડીઓમાં સુતા હતા. એ વાગી ગયા હતા: પવન છુટ્યો હતો અને આગે વચલો હોલ ચારે બાજુથી પકડવા માંડ્યો. રોંદોરો ઉપર રોન કરવા આવનાર સીપાઇઓ આવી પહોચ્યા " દાક્તર સાહેબના બંગલામાંથી અજવાળું શાનું આવે છે " એ વિચાર થતાં સીપાઇઓએ ઝાંપો ઉઘાડવા માંડયો. ઝાંપે તાળું હતું; દાક્તર સાહેબે દવાથી અને પોલીસ કેસોમાં સીપાઇઓને ખુશ કર્યા હતા તેથી સીપાઇ વર્ગ દાક્તરને ચાહતો હતો. પાછલે બારણે જઇ પગીને ઉઠાડ્યો. પગી અને સીપાઇઓ બંગલામાં આવ્યા. સીપાઇઓએ ઓટલા ઉપર પગ મૂકયો ત્હેની સાથે છાપરૂં તુટ્યું, આ તુટવાની સાથેજ ડો. અવિનાશ અને કમળા સફાળાં ઉઠયાં. આંખો ધુણી અને તેજથી છવાઇ ગઇ. શું થયું છે તે તો પળવાર સ્હમજી શક્યાં નહિ. સ્થિતિનું ભાન થયું

અને ન્હાસવાનો લાગ ખોળવા લાગ્યાં. આખા હોલમાં ધુણી હ-તી. છાપરુ તુટવાથી વચલા બારણાનો રસ્તો બંધ થયો હતો. બ્હાર પગી અને સીપાઇઓ ગભરાયા. એક સિપાઇ દોડતો પા-ડોશના બંગલાવાળાને અને ગેટ ઉપરથી મદદ લેવા દોડયો. પગી એ શૈલેન્દ્રને ઉઠાડ્યો. શૈલેન્દ્રના તો હાજાંજ ગગડી ગયાં. શું ક-રવું તેજ સુઝયું નહિ. પહેરણભેર ટહાડમાં " કોઇ કાઢો રે " " હાય હાય " એટલીજ બુમો પાડતો આમ તેમ ફરવા લાગ્યો. અંદર તો અવિનાશ અને કમલાની સ્થિતિ હૃદય દ્રાવક થઇ પ-ડી હતી. વચલું બારણું પુરાઇ ગયું હતું. બીજે બારણેથી જ-વાની તૈયારી કરે છે ત્યાં તે બાજુની બાર સાખ પડી. કમલા અને અવિનાશ ગાંડાની માફક દોડવા લાગ્યાં. ચોગરદમ તાપ એ-ટલો વધતો જતો હતો કે સહન થઇ શકતો નહિ. ડો. અવિનાશ અને કમલા " હાય શું કરીશુ " " વ્હાલી રસ્તો બતાવ " એમ બબડતાં દુઃખથી ભેટતાં આસું પાડતાં, અને સાયંકાલના ચક્રવાક મિથુન પ્રમાણે પાછા છુટા પડતાં. બ્હારથી બુમો આવવા લાગી–બારીયો તોડવા તૈયારી કરાતી હોય એમ લાગ્યું બાકું પ-ડયું પણ એ બાજુનો રસ્તો ગરમ થઇ ગયો હતો.

વ્હાલો છે જીવ પોતાનો વ્હાલાંથીય વધુ ખરે
જુવો ન્હાસે પ્હણે સિંહ—સૂતી સિંહણ છોડીને*

એ ન્યાયે ડો. અવિનાશ કમળાને ધક્કો મારી બ્હાર નીક-ળવા ધસ્યો. " વ્હાલા આપણે બેયે જઇએ છીએ " એટલું બોલી કમળા સળગતી બહાર સાખ ઉપર પડી ને બેભાન થઇ.

---

* કલાપિ.

ડૉ. અવિનાશ બાગેલા બારણામાંથી બ્હાર નિકળવા જાય છે તેવામાંજ ઉપરથી સળગતી છાટ એના ઉપર પડી. ' ઓ બાપરે ' એટલું બોલતાની સાથે જ પડ્યો; પણ સીપાઇઓએ ત્હેને ખેંચી લીધો. કમળાની ખબર કાઢવા કોઈ આવી શક્યું નહિ. શૈલન્દ્ર બ્હાર ઉભો ઉભો " બ્હેન અંદર છે. બળી મરશે " એટલું બોલતો હતો. આગ પુર જોસમાં હતી; કોઈની અંદર જવાની હિંમત નહોતી. હજી બંબો આવી પહોચ્યો નહોતો. ગરીબ બીચારી કમળા, ડૉ. અવિનાશની સુખ દુઃખની ભાગીયેણ, શૈલેન્દ્ર અને રવીન્દ્રના નિરવાર્થ સ્નેહનું મૂળ, વિદ્દુલા અને તિલોત્તમાનું શાન્તિ સ્થાન, આમ એકાએક, છતાં સંતાને સંતાનના વિયોગે મનની મનમાંજ રાખી, સ્મશાનમાં ચિતા ઉપર ધર્મ ક્રિયા સાથે પુત્રના હાથે અગ્નિ સંસ્કારનો લ્હાવો લીધા વિના—આ અગ્નિને સ્વાધીન થઇ. બંબો આવ્યો માણસો આવ્યા બહુ તપાસ કરી, પરન્તુ કમલાનું શબ હાથમાં નજ આવ્યું. ક્યાંથી આવે ? જે મકાન પોતે હોંસથી લીધું હતું તેજ મકાનની રાખની સાથે મિશ્રીત થઇ ગઇ. તમામ રાચરચીલું—કાગળીયાં—લુગડાં લત્તાં અગ્નિમાં હોમાઈ ગયાં. ડૉ. અવિનાશ સખ્ત દાઝી ગયો હતો ત્હેને ઈસ્પીતાલમાં લઇ ગયા હતા, એની સ્થિતિ ભયંકર હતી. અમદાવાદ, મુંબાઇ તાર થયા. શૈલેન્દ્ર પિતાની સેવા કરતો હતો. વ્હાણું વાતાં ડૉ. અવિનાશની સ્થિતિ કઢંગી થઇ. ડૉ. અવિનાશની એટલી ખ્યાતિ હતી કે સીવીલસર્જન પોતે જાતે સારવારમાં હતો. સરકારી મંડળ એની આસપાસ બેઠું હતું. ડૉ. અવિનાશની ઇચ્છાથી શૈલેન્દ્ર પાસે આવ્યો. ત્હેને જોઇ આધિ અને વ્યાધિથી પીડાતા

પિતાએ શૈલેન્દ્રને આંસુથી ન્હવડાવ્યો અને બોલ્યો—" ભાઇ—હું જાઉં છું. ત્હારી માના છેલ્લા શબ્દ મ્હને સાંભરે છે. એના આટલા દિવસના વ્હાલને છેલ્લા ધકકાથી ધુળધાણી કર્યું છે. હું નરાધમ થયો છું. જાતને બચાવવા વ્હાલીનું ખુન કર્યું છે. શૈલેન્દ્ર ! હું ઘાતકી છું—ઇશ્વરને સંભાર્યો નથી. ઇશ્વર પ્રીત્યર્થે કાંઇ કાર્ય કરવા બદલે કીર્તિ—સ્વાર્થને માટેજ કાર્યો કર્યાં છે. રવીન્દ્ર આ સાંભળી ગભરાશે. વિદુલા ગાંડી થઇ જશે. તિલોત્તમા સ્તબ્ધજ થઇ જશે. સર્વેને સંભાળજે. ત્હમને દુઃખી કરતો જાઉં છું. પછીથી સ્હમજશો. મ્હને ક્ષમા કરજો. ઇશ્વિરને સંભારજો " ભૂત દયા છે સર્વ ધર્મનું મૂળ—" આટલું બોલતાં અવિનાશનો આત્મા પરમાત્મન્ તરફ ચાલ્યો ગયો. શૈલેન્દ્ર કે કોઇ " છેલ્લા ધકકા—ઘાતકી છું " એનો અર્થ સ્હમજ્યું નહિ.

*　　*　　*　　*

વિદુલા, તિલોત્તમા, પ્રદ્યોત, પ્રબોધ રાજકોટ આવ્યાં. સર્વે હકીકતથી વાકેફ થયાં. તિલોત્તમા અને વિદુલા પિતાના તેમજ માતાના અકાળ મૃત્યુથી અતિશય ખિન્ન થયાં. " ગ્હો પણ જોઇ ન શકી " એમ બંનેને થયું. પ્રદ્યોત અને પ્રબોધની અનુકંપાથી શાન્ત થયાં. ઇસ્પીતાલ અને બંગલામાંથી રહેલા સામાનની વ્યવસ્થા કરી શૈલન્દ્ર અને સર્વે ક્રિયા અર્થે અમદાવાદ આવ્યાં. રવીન્દ્રને તાર કર્યો. તાર મળતાની સાથેજ એતો ગભરાઇ જ ગયો. પરીક્ષા પછી ઇંગ્લાન્ડના વિભાગો જોવાની તૈયારી કરતો હતો ત્યાં તાર આવ્યો. " માતા, પિતા, ગૃહ, પત્ની " વિશે સતત આજેજ વિચાર આ-

બ્યો. પરદેશમાં હું હવે મ્હારૂં કોણ ? સ્નેહથી પૂછ્યો છે કે કેમ એ પૂછનાર કોઇ નથી ત્હેનું આજે જ ભાન થયું. ભાન થતાં સ્કોટની "Ministering angel thou" એ લીંટીયો સાંભરી. હિરણ્યમયીની મૂર્તિ નજરે તરી અને જીવનમાં પ્હેલીવારજ ત્હેની પ્રત્યે સ્નેહની દ્રષ્ટિએ જોયું. હિંદુસ્તાન આવ્યો. તપાસ કરતાં ડૉ૦ અવિનાશને માથે પાંચ હજારનું દેવું નિકળ્યું. "સાહેબસાઇ ઠાઠ" બ્હારનોજ હતો એમ લાગ્યું. માતા પિતાના મૃત્યુની સાથે આર્થિક હાની જબરી લાગી. શૈલેન્દ્ર અને રવીન્દ્ર પ્રથમજ મન મૂકી વાત કરવા લાગ્યા. પ્રદ્યોત, કુમુદકાન્ત વિગેરે દ્વારા હિરણ્યમયીના યશોગાન કર્ણે પડતાં ગયાં તેમ તેમ તે તરફ હૃદય વધારે ખેંચાતું ગયું; કુટુમ્બ ઉપર પડેલા કષ્ટને લીધે રવીન્દ્ર પાસે ડીગ્રી સિવાય કાંઇ નહોતું. વિવાહ તુટશે એમ વાતો થવા માંડી. હિરણ્યમયી અને રવીન્દ્ર એક બીજાને મળ્યાં નહોતાં તો પણ વિવાહ તુટવાની વાત સાંભળી સંતાપ પામવા લાગ્યાં.

મૃદુલા અને હિરણ્યમયી મળ્યાં.

" મૃદુલા બ્હેન ! આ શો ગજબ થયો તે સમજાતું નથી! એમના મ્હો ઉપરથી નૂરજ જતું રહ્યું છે. "

" બ્હેન ! ઇશ્વરી કોપ ? પ્રભુની એવી ઇચ્છા હશે.

Judge not the Lord by feeble sense,
But trust Him for his grace ;
Behind a frowning Providence
He hides a smiling face*

---

* ક૦ ઉપર. ત્હમારી ક્ષુદ્ર બુદ્ધિથી ઇશ્વર વિષે વિચાર ન કરો; પણ તેની કૃપા ઉપર શ્રદ્ધા રાખો, પોતાના ક્રોધયુક્ત ચહેરા પાછળ હસમુખો ચહેરો છૂપાવે છે.

એ ન્યાયે ઇશ્વરની શી ઇચ્છા હશે તે સ્હમજાતું નથી પણ એમાં પણ અર્થ સમાયેલો છે. રવીન્દ્રને જગત્ અમૃતમયજ લાગતું હતું, ઈશ્વર, ઇશ્વરેચ્છા, ખુદા પલમાં ચાહે સો કરે, એ સૂત્રની ખબરજ નહોતી. વિલાયત હશે તે સમયે આવું દુઃખ પડશે, માતા પિતા, દ્રવ્યનો નાશ થશે, દેવું આવશે ત્હેનો વિચાર પણ નહિ આવ્યો હોય. આ હૃદય ભેદક બનાવને લીધે ઇશ્વરત્વ, સ્નેહ, કરકસરની આવશ્યકતા, બ્હારથી સારૂં દેખાય તેવું અંદરથી ન પણ હોય, વિગેરેનું ભાન હવે થયું."

"મૃદુલા બ્હેન ? એવું ન બોલો. એમને ભાન નહોતું એવો વિચાર કરવામાં પણ હું દોષમાં પડું છું. એ શું કરે ? અત્યારે એમના હૃદયમાં શું શું થતું હશે એમને શાન્ત કરવા, એમના જીવન વ્યવહારમાં સરળતા કરી આપવી એ મ્હારી ફરજ છે. ઇંગ્લાંડ ગયાનું પ્રયોજન રહ્યું છે. પરીક્ષામાં પસાર થયા છે અને કોઈ સરકારી નોકરી મળશેજ. હવે તો લગ્ન થાય તો હું જાણું અને કરકસર અને સ્નેહ પૂર્વક ગૃહ ચલાવી દેવું ક્યારે વાળી નાંખું એમ થાય છે."

"હિરણ્યમયી ? ત્હમારા આવા વિચાર જાણી હું ખુશી થઇ છું. રવીન્દ્ર વિશે ઘણાયે કહે છે—વિવાહ તોડવા યત્ન પણ થાય છે પરન્તુ ત્હમારા વિચારને લીધેજ એમણે પદ્મનાભને આપણા વિચારના કર્યા છે અને વિવાહ નહિ તોડવા ખાસ કહ્યું છે"

મૃદુલા બ્હેન ! હુ ત્હમારો કેટલો ઉપકાર માનું ! "ન્હાવું અને સ્હેવું" એ સૂત્ર ત્હમે, બુદ્ધિદા અને તિલોત્તમા બ્હેનેજ

શિખવ્યું છે. એ સૂત્રને લીધેજ મ્હારૂં હૃદય અનુકંપા કરતાં શિખ્યું છે અને એ હૃદયબલને લીધેજ એમને શાંત કરવા, એમના કષ્ટમાં ભાગ લેવા મ્હને ઉત્કંઠા થઇ છે.

" બ્હેન ? સારી સ્થિતિનો તેમજ નબળી સ્થિતિનો ત્હમને કાંઇક અનુભવ થયો છે. જે વૃત્તિથી, જે લાગણીથી રવીન્દ્રની સ્થિતિ નિહાળી ત્હમારૂં ચિત્ત દ્રવે છે ત્હેવીજ વૃત્તિનો કાંઇક અંશ આપણામાં નિરંતર રહે અને આપણી બ્હેનો, આપણા દેશી જનોનાં દુઃખ દૂર કરવા યથાશકિત યત્ન થાય અને એ સમયે ગરીબ, તવંગર, ઉચ્ચ, નીચનો તફાવત ન રાખવામાં આવે, રવીન્દ્ર અને ત્હમે બન્ને એકજ રથમાં બેસી આવાં કાર્ય કરવા પ્રવૃત્ત થાઓ તો આ બનાવનો હેતુ સચવાશે "

" પણ મૃદુલા બ્હેન ! નોકરી મળે કે તરતજ એક વખત ત્હમારે ને પ્રદ્યોતભાઇને આવવું પડશે. તિલોત્તમા બ્હેન ને બુદ્ધિદા બ્હેન પણ ખરાં. "

" ગામમાં પેસવાના તો સાંસાં ને પટેલને ઘેર ઉન્હાં પાણી. લગ્ન તો થયું નથી ને નોતરાં દેવા માંડ્યાં "

" જાઓ જાઓ બ્હેન ? વિલાયત જતી વખત ત્હમે મ્હારો પક્ષ લીધો હતો ને હવે કાર્ય પુરૂ પાડશો ત્હેની મ્હને ખાત્રી છે "

" વારૂં એ તો ઠીક—પણ ઉજાણી આપવી પડશે "

" કબુલ. નોકરીનું નક્કી થાય એટલે પ્હેલી ઉજાણી, ને લગ્ન પછી બીજી. "

" એકલા ચાહથી સંતોષ નહિ પામીયે હો કે ! "

" અરે અઓટીયાં ઉજાણી પછી કાંઇ "

" આપણા પેલા ફંડમાં મદદ કરવી પડશે તે ધ્યાનમાં છે ને!"

" તે તો દર માસે દસ અગર પંદરમો હિસ્સો એમાં આપીશ. એ ઓછું કોઇને માટે આપવું છે."

" હવે લગ્નની તૈયારી કરજો. લગ્નમાં તો સંભારશોએ નહિ."

" એ તો અત્યારથી શું કહેવું. નિવડે વખાણ. ! ત્યારે હું જાઉં છું "

" આવજો ! વખત છે મુસાફરી કરવા જઇએ તો લગ્નનું નકિ થયે લખજો "

" તે તો જરૂર લખીશ. પણ વ્હેલાં નહિ આવો તો હું રીસાઇશ. ધણી ધણીયાણી મન ગમતે ઠેકાણે હરો ફરો ને ! "

" હમેયે ફરશો. તે વખતે શબ્દો સંભારજો "

આટલી વાતચિત પછી બન્ને છુટાં પડયાં.

---

## ઉચ્છ્વાસ ૧૭ મો.

### દેશ સેવા

દુઃખ નહી પોતાનું મુજને, પણ સ્નેહીનું સાલે રે;
દેખી શકું નહી અશ્રુ ધારા, મુજ પ્રિય જનને ગાલે રે
પ્રીતિ પણ મુજ સઉ ચેતનપર, સ્નેહી, સમ્બંધી દેશી રે,
\+ + × × × × + +

દૂર સ્થળે ને કોક અજાણ્યો હોય સુજન કહિ દુઃખી રે.
તો તો સુખ દઇ સુખ લેવા રતિ મુજ થાતી ભૂખી રે.

રા. ગોવર્ધનરામ.

પ્રજાકિય સમિતિના હેતુ બહુ ઉચ્ચ હતા. 'સ્વદેશ' પત્ર મારફત નિષ્પક્ષપાત રીતે સામાજીક, રાજકિય, ધાર્મિક વિષયો ચર્ચી દેશમાં એક જૂદીજ પ્રવૃત્તિ શરૂ કરી હતી. 'સ્વદેશ' પત્ર ઉપરાંત પ્રજાકિય સમિતિ તરફથી એક એવી સંસ્થા કાઢવામાં આવી હતી કે જેની અંદર હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી અને ઇંગ્રેજ સર્વે વખતો વખત મળતા અને ઐકયતા માટે તજવીજ કરતા. પ્રદ્યોત, પેસ્તનજી અને કરીમ મહમદ સેક્રેટરીઓ હતા. ઐક્યતાને માટે એકજ ભાણા ઉપર સર્વે ભોજન લેવું જોઇએ, એકજ ધર્મ હોવો જોઇએ એમ તેઓનું માનવું નહોતું અને એમ ન હોવાથી ઘણા યુવાનો એ સંસ્થામાં ભાગ લેતા હતા. રાજકિય વિષયો પણ 'સ્વદેશ' પત્રમાં એવી ગંભીરતા, દીર્ઘદષ્ટિ અને યોગ્ય શબ્દોમાં ચર્ચવામાં આવતા કે સરકારની પ્રીતિપાત્ર થયું હતું. પત્રમાં તેમજ સભામાં એવો એક પણ વિષય નહોતો આવતો કે એક કોમને અન્ય કોમ ઉપર અભાવ ઉત્પન્ન થાય, એવો એક પણ વિષય નહોતો કે જેથી સરકાર પ્રત્યે દ્વેષ બુદ્ધિ છે એમ જણાય. હિંદુ, મુસલમાન, પારસી–કે યુરોપીયન મહાન્ નરોની 'જયન્તી'ઓ એકજ તરેહના ઉત્સાહથી ઉજવવામાં આવતી. અને તે કોમનો પ્રશ્ન ઉભો થતો તો પણ સર્વ કોમવાળા પોતાનોજ પ્રશ્ન છે એમ માની તન, મન અને ધનથી સાહાય્ય કરતા. પ્રદ્યોતને

કરીમમહમદ શહેરોમાં તેમજ ગામડાઓમાં જતા, લોકોની સ્થિતિ તપાસતા અને દુઃખીજનોની સારવાર કરવામાં–ત્હેમના જીવન વ્યવહાર સરળ કરી આપવા, બુદ્ધિમાન્ લાગતા પણ દરિદ્રાવસ્થાથી પીડિતને જ્ઞાન સંપાદન કરાવવા, જ્ઞાતિ, ધર્મ, કે દેશી વિદેશી જોતા નહોતા. પેસ્તનજી આખા દેશમાં ફરતો, લોકોને રાજકિય, સામાજીક વિગેરે સ્થિતિથી વાકેફ કરતો, નવી પ્રજામાં ' દારૂ 'નું વધતું જોર અટકાવવા યત્ન કરતો અને પરદેશગમન, કેળવણીની ઉપયોગિતા સ્હમજાવી, ઇંગ્લાન્ડ, અમેરીકા જાપાનના ઐતિહાસિક દૃષ્ટાન્તો આપી અજ્ઞાત હીંદવાસીઓનાં મન અને બુદ્ધિ વિકસાવવા મથતો. રવીન્દ્ર, પદ્મનાભ અને પ્રબોધ વિગેરે મંડળ પ્રજાકિય સમિતિના સભાસદ હતા અને એ સમિતિમાં એવો એક પણ નિયમ નહોતો, એવું એક કાર્ય નહોતું થતું કે તેથી સરકારી નોકરો ભાગ ન લઇ શકે. આથી ઉલટું સરકારના રસ્તા–જન સમાજમાં કેળવણી દ્વારા, સ્વાશ્રયથી પોતાનું સુખ શેમાં છે તે સ્હમજવાના–રસ્તા આ મંડળ સરળ કરી આપતું હતું. આજ સંસ્થાની મહેનત અને ખંતના પરિણામે એક ફંડ ભેગું કરવા સશક્ત થયાહતા. એ ફંડમાંથી પ્રત્યેક વર્ષે દરેક કોમનો એક વિદ્યાર્થી ઇંગ્લાન્ડ અમેરીકા કે જાપાન મોકલવામાં આવતો અને સાહિત્ય, હુન્નર કે કળા શિખી આવ્યા પછી કમાઇનો અમુક ભાગ પ્રત્યેક વર્ષે અમુક વર્ષ સુધી આ ફંડમાં આપવાની શરત કરવામાં આવતી હતી. આના પરિણામમાં એ થયું કે ફંડ વધતું ગયું અને હિંદુસ્તાનમાંથી અમુક સંખ્યા વિદેશ જવા સશક્ત થઈ અને કળા કૌશલ્ય શિખી આવી હિંદુસ્તાનનું શ્રેય કરવા લાગી.

બુદ્ધિદા, મૃદુલા, તિલોત્તમા-સકીના અને શીરીનની જુદીજ પ્રવૃત્તિ હતી. મહિલા પરિષદ્, સ્ત્રી ક્લબ કે એવી મ્હોટી સંસ્થામાં આ મંડળ ગૃહકાર્ય અને સામાન્ય સ્થિતિને લીધે આગળ પડતો ભાગ લઇ શકતું નહિ છતાં પોતાના ઉદર અર્થેજ કાર્ય કરી સંતોષ પામી બેસી રહેતું નહિ, બુદ્ધિદા, મૃદુલા, સકિના અને બીજાં જેટલાં મળી શકતાં તેટલાં પ્રથમ દરરોજ મળતાં-સારાં પુસ્તકો વાંચતાં, અન્ય બ્હેનોને સંભળાવતાં અને ભરત શીવણ શીખવતાં. આ મંડળમાં કુથલી, નિન્દા, કરનાર પણ આવતાં પણ ત્હેના પ્રત્યે તિરસ્કાર કે અભાવ દર્શાવ્યા વિના ધીરે ધીરે એવે રસ્તે લઇ જવામાં આવતાં કે જે સ્ત્રીઓ આ મંડળ પ્રત્યે ઇર્ષ્યા, તિરસ્કારની વૃત્તિએ જોતી તેજ સ્ત્રીઓ પ્રેમ પૂર્વક જોવા લાગી.

## संगः सतां किमुन मंगलमातनोति *

જે પતિ પત્ની દિવસોના દિવસો મળતાં નહિ, જે પતિપત્નીઓ અહર્નિશ કંકાસમાં રચ્યાં પચ્યાં રહેતાં, જે સ્ત્રીઓ પોતાનું જીવન પતિને ભૂખ્યો-રખડતો મૂકી મંદીરે મંદીરે ભટકવામાં, મીટીંગો-કલબોમાં માન મેળવવામાં ગાળતાં હતાં, ત્હેવાં પતિપત્નીઓ, ત્હેવી સ્ત્રીઓ આ મંડળને ઉપકારની લાગણીથી જોવા લાગ્યાં. બુદ્ધિદા, મૃદુલા એમ સ્હમજતાં હતાં કે કન્યાશાળામાં હજી ઘણા દોષ છે. શાળાનો વખતજ એવો છે કે કન્યાઓને ગૃહ શિક્ષણ આપી શકાય નહિ; એમાં અપાતું શિક્ષણ કેટલીક રીતે એવું છે કે પુરૂષ અને સ્ત્રીને એકજ અપાય છે અને તેથી સ્ત્રીને યોગ્ય કેલવણી અપાતી નથી. આ ઉ-

---

* સજ્જનની સંગતિથી શું મંગલ નથી થતું ?

પરાંત ન્હાની બાલિકાઓના ઉપર એવા સંસ્કાર પાડવામાં આવે છે કે ત્હેમને આગળ જતાં ભારે પડે. આમ હોવાથી પ્રદ્યોત-પ્રબોધની સલાહ લીધા પછી બુદ્ધિદાએ એક ન્હાની શાળા ઉઘાડી. આ શાળામાં વિધવાઓ, બાલકીયો અને સૌભાગ્યવતી સ્ત્રીઓ માટે જુદા જુદા વર્ગ પાડવામાં આવ્યા હતા. શાળાનો સમય બપોરના બેથી ચારનો રાખવામાં આવ્યો હતો જેથી ગૃહ કાર્યમાંથી પરવારી આ શાળાનો સર્વ લાભ લઇ શકતાં. પ્રદ્યોત, કરીમમહમદ, રવીન્દ્ર, પ્રબોધ પેસ્તનજી વિગેરેના પ્રયાસથી સારૂં ફંડ ભેગું થયું હતું અને દરેકે પોતાની કમાઇનો અમૂક હિસ્સો આપવા કબુલ કર્યું હતું. આ શાળામાં ભણતી સૌભાગ્યવતી સ્ત્રીઓ પાસે પોતાનાં બાલકને મ્હોટી વય થાય ત્યાં સુધી પરણાવવા નહિ એવી કબુલાત લેવામાં આવતી હતી અને શાળાના સંસ્થાપકોએતો વર્તન પણ કરી બતાવ્યું હતું. બુદ્ધિદા, મૃદુલા, તિલોત્તમા અને અન્ય સુશિક્ષિત સ્ત્રીમંડળ આ શાળની અનુકુળતાએ મુલાકત લેતું હતું. બુદ્ધિદા ગૃહ વ્યવસ્થા, વિધવાનાં કર્તવ્ય, અને જૂદા જૂદા ધર્મની પ્રાચીન સ્ત્રીઓનાં ચરિત્રો ઉપર ટુંકા પણ રસિક વ્યાખ્યાનો આપી શાળાનો લાભ લેતી બાલિકા અને સ્ત્રીઓના મનઉપર ઊંડી છાપ પાડતી.

મૃદુલા સૃષ્ટિ સૌંદર્યમાં ફરવા લઇ જતી. વર્તમાન પત્રો અને માસિકોમાં આવતાં બોધક લેખો વાંચી સંભળાવતી અને યુરોપીઅન તેમજ જાપાન-અમેરીકાની સ્વદેશ હિતચિંતક સ્ત્રીઓનાં જીવન વૃતાંત કહી સંભળાવતી. તિલોત્તમા જ્યારે આવતી ત્યારે અગર મુંબાઇની શાળામાં પણ માતા અને છોકરાંનો પરસ્પર સંબંધ, માતૃભક્તિ

પિતૃભક્તિ, સ્વદેશ ભક્તિ ઉત્પન્ન થાય એવી કથાઓ કહેતી. શીરીન, સકીના અને અન્ય સ્ત્રીઓ વખતો વખત આવી મેળાવડા, મેળા દ્વારા ઐક્યતા વધારવા પ્રયત્ન કરતી. પુરૂષ વર્ગ તરફથી મેજીકલેન્ટર્ન વિગેરે દ્વારા સાયન્સનું જ્ઞાન અપાતું. આ સર્વ બપોરના બેથી ચાર દરમિયાનજ કરવામાં આવતું અને તેથી કોઇને આ કન્યાશાળામાં મોકલતાં કઠિન પડતું નહિ. ઉપર કથિત વ્યાખ્યાનો દરરોજ આપવામાં આવતાં ન હોવાથી કોઇને કંટાળો ઉપજતો નહોતો. આનું પરિણામ એ ઉદ્દભવ્યું કે બાલિકાઓમાં વ્યવહારિક જ્ઞાન પણ આવ્યું. તેઓનાં મનમાં ઇશ્વરની નજરમાં મનુષ્ય માત્રની સમાનતા લાગી; અનુકંપાની વૃત્તિ તીવ્ર થઇ; પૂર્વ અને પશ્ચિમનાં અનુકરણીય સ્ત્રી પુરૂષોના માનસિક બલની ત્હેમના મન ઉપર છાયા પડી; શરીર અને મન બન્ને કેળવાયાથી મનોબલ, સ્વમાન વધ્યાં. અને

> Self-reverent each and reverencing each,
> Distinct in individualities. *

એ પ્રમાણે પુરૂષ વર્ગ અને સ્ત્રી વર્ગનો અંતર્પટ જનો રહ્યો.



* ટેનીસન. વ્યક્તિમાં ભિન્નતા હોવા છતાં સ્વમાનની સાથે એક બીજા પ્રત્યે માનની વૃત્તિ જોતાં !

# ઉચ્છ્વાસ ૧૮ મો.

## પ્રવાસ.

The warring races have to be welded into a nation by turning the memories of strife into the memories of common pride.*

*Anne Besant.*

સાંજના પાંચ વાગ્યા; સૂર્યનારાયણ ધીરે ધીરે સમુદ્રના જલને ક્ષિતિજમાં અડકવા જતા હતા; દરિયાનો ઘુઘવાટ કર્ણને અથડાઈ હૃદયમાં કાંઇ કાંઇ વૃત્તિ સતેજ કરતો હતો; દુર સ્ટીમરના ભુંગળા માંથી ધુણીના ગોટ આકાશમાં કાળા થાંભલા રચતા હતા; કોઇ કોઈ મ્હોટા વહાણોના શઢ જલધિની સપાટી ઉપર દ્રષ્ટિગોચર થતાં હતાં; દુર વેરાવળનાં ઉચા મકાનો, કિનારા ઉપર માલ ભરી આવેલા હજારો વ્હાણોના ડોળો, ગગનમાં દેખાઇ ચક્ષુને અન્ય તરેહનો આનંદ આપતા હતા. જલચરોનું ફરવું, આકાશમાં ઉડતા વિવિધ પક્ષીઓનો ફડફડાટ, દરિયામાં ઉછળતાં મોજાંનું સૂર્ય પ્રકાશે ઝળકવું અને સામા-

---

* પ્રતિસ્પર્ધી પ્રજામાં, ભૂતકાલના કલહોને સંભારી એક બીજા પ્રત્યે તિરસ્કારની વૃત્તિ ઉત્પન્ન કરાવવાને બદલે એના એજ બનાવોને સંભારીને સ્નેહ–માનની લાગણી ઉત્પન્ન કરાવવી જોઇએ.

**એની બીસાંટ.**

ન્ય શ્યામતા નેત્ર અને મનમાં જૂદીજ વૃત્તિ ઉદ્દભવતા હતાં. આ સમયે સોરઠી સોમનાથના જૂના અવશેષ મંદિર સ્થાનના દરિયા કાંઠે આવેલા કોટની પાળ ઉપર મૃદુલા, પ્રબોધ, તિલોત્તમા, પ્રદ્યોત, પેસ્તનજી કરીમમહમદ અને બુદ્ધિદા એટલાં બેઠાં હતાં. એક સોમપરો બ્રાહ્મણ જૂનાં સ્થલો બતાવવા અને દક્ષિણાને અર્થે પાસે ઉભા હતો. સર્વ મંડળ બેઠું; સાથે આણેલું ખાવાનું ખાધું; અને ઠંડુ જલ પી પાન સોપારી ખાઈ શાન્ત થયું.

પ્રદ્યોત--પેસ્તનજી ! આપણે ક્યાં છીએ ત્હેનો વિચાર કરો.

પેસ્તનજી—પ્રદ્યોત ! મ્હેં તો દીલ્હીની મસ્જીદોનાં ખંડેર, હસ્તિનાપુરની સંસ્મરણીય શોભા, ગંગા યમુનાનો મનહર સંગમ, ઉત્તર હિંદના પર્વત ઉપરના ભવ્ય કિલ્લા, અમૃતસરનું વિશાળ તળાવ વચ્ચેનું મહાન્ સુવર્ણ મંદિર. પવિત્ર તીર્થ કાશી, પૂર્વ કાલની કારીગીરીના નમુનારૂપ સિદ્ધક્ષેત્રનો રૂદ્રમાળ. કાર્લીની ગુફાઓ, કુતુબમિનાર ઉપરથી જગ લીલા જોઇ શાન્તજ થયો છું ત્હેમાં આ દેખાવથી તો હદ થઇ છે.

કરીમમહમદ-પ્રબોધ ! વેરાવળથી આવતાં રસ્તામાં હજારો કબરો જોઇ રણક્ષેત્રનો દેખાવ આંખ આગળ તરી આવે છે. એ કબરોમાં સુતારામાંના કેટલાક ગીજની, તુર્કસ્થાન અને એવા દૂરના મૂલકના રહેનાર હશે, અને પોતાના દેશથી કેવા ઉમંગે આવ્યા હશે; અને પ્રિયજનથી દૂર ક્યાં સૂતા છે ?

મૃદુલા—જે સોમનાથ મહાદેવની જગા આગળ બેઠાં છીએ તે સોમનાથ અને ઇતિહાસમાં વાંચીયે છીએ તે સોમનાથની સ્થિતિમાં કેટલો ફેર !

મુદ્ગિદા-તિલોત્તમા ભાભી ! ઐતિહાસિક સ્થળો નિહાળવાથી લાભ એજ છે કે મનુષ્ય માત્રનો ગર્વ નષ્ટ થાય છે. આવા મહાન્ તીર્થોને પણ અસ્તોદય હોય છે તો પછી મનુષ્ય કોણ !

તિલોત્તમા—આપણે ઇતિહાસમાં વાંચ્યું છે પણ દંતકથામાંથી પણ કેટલુંક જ્ઞાન મળે છે તો આ બ્રાહ્મણને પૂછીયે તો ખરાં.

બ્રાહ્મણ-બ્હેન ! આ સોમનાથ મહાદેવની કથા સ્કંદપુરાણમાં થી મળી આવે છે. સોમનાથ જ્યોતિર્લિંગ છે. સત્યયુગનાં ભૈરવેશ્વર, ત્રેતાના શ્રાવર્ણિકેશ્વર, દ્વાપરના શૃગાલેશ્વર તેજ કલયુગના સોમનાથ. મૂળ આખું મંદિર સુવર્ણનું હતું; રાવણના સમયમાં રૂપાનું થયું. કૃષ્ણ પરમાત્માએ લાકડાનું બંધાવ્યું; અને ભીમદેવે પત્થરનું બં-ધાવ્યું હતું. મૂસલમાનોની ચ્હડાઈ પછી આ સ્થળેથી દેવળ બીજે બંધાવ્યું અને તે આપણે જઇ આવ્યા તે સોમનાથનું નવું મં-દિર. ઇ. સ. ૧૭૮૩ માં અહલ્યા બાઇ હોલ્કરે એ મંદિર બંધાવ્યું. અભિષેક માટે દરરોજ કાશીથી પાણી આવતું; આ શિવાલયને દસ હજાર ગામોની ઉપજ આવતી; ત્રણસો ગવૈયાઓ અને પાંચસો ગુણિકાઓ નિરંતર હાજર રહેતી; એક હજાર બ્રાહ્મણો સતત રૂદ્રી કરતા હતા; હવે કયાં છે એ ધર્મ ! એવા યજમાન કયાં છે ? ભુત-કાળની વાતોજ રહી છે: તમારા જેવાં ભાવિક કોઇકજ આવે છે?

પ્રબોધ—તિલોતમા! જોઇ આ સ્થળની સ્થિતિ ! શિવાલયનું શિખર દુર પડ્યું છે; શિવલિંગની જગાએ શ્વાન અને જંગલી પ-શુઓની બોડ થઇ છે-જે સ્થળે પરધર્મીને ન પેસવા દેવા હજારો ધર્માવલંબી મનુષ્યો કપાઇ મુવા હતા; જેના રક્ષણ માટે ધન અ

ને શરીરને બીલકુલ ગણવામાં નહોતું આવ્યું તેજ સ્થળે આપણે વિના વિઘ્ને બુટ સાથે ફરીયે છીએ.

બુદ્ધિદા—જે સમયે આ શિવાલય ઉપરનો સોનાનો કળશ ઝગઝગતો હશે, ધ્વજા આકાશમાં ફર ફરતી હશે તે સમયે ઘણે દુર દરિયામાં ફરનારા નાવિકો—યાત્રાળુઓને તે કલશનો ઝબકારો, ને ધ્વજાનો ફડફડાટ જોઇ કેટલો આનંદ થતો હશે! કેટલાં ભાવિક ચિત્તો ત્હેને નમસ્કાર કરતાં હશે.

મૃદુલા--તિલોત્તમા ભાભી! થોડાંક વર્ષ ઉપર આપણે મરીનલાઇન્સની પાળ ઉપર બેઠાં હતાં તે સાંભરે છે? આ પણ દરિયા કિનારો છે અને એ પણ દરિયા કિનારો છે. યાત્રા સ્થાન વિશે તે દિવસ પણ વાત થઇ હતી. એ પ્રવૃત્તિસ્થાન છે આ નિવૃત્તિસ્થાન છે. આ પણ એક વખત પ્રવૃત્તિસ્થાન હતું. આપણાં કરતાં વધારે ભાવિક મનુષ્યોએ આ સ્થળે બેશી શંકરનું ચિંતન કરી સમુદ્ર તરફ નજર કરી હશે. આજ આપણે બેઠાં છીએ. સ્થળ એ કજ છે; સ્થિતિ ફેર છે.

બુદ્ધિદા--પેરતનજી! અગાધ સમુદ્ર સાથે સરસ્વતી, હિરણ્યા અને કપિલાના ત્રિવેણી સંગમનું ચિત્ર નજર આગળ તરી આવે છે.

પેસ્તનજી--બ્હેન! યાત્રા સ્થાનજ આવાં છે. ગીરનારના, હિમાલયના કે એવાજ ઉચ્ચ પ્રદેશમાં-અથવા વિશાળ નદિ-સમુદ્રની જગા ઉપરથીજ ઇશ્વરનાં દર્શન વ્હેલાં થાય છે. નવા સોમનાથમાં મ્હને અને કરીમમહમદને જવાનો હક નથી પણ ત્હમે ગયાં છો તો એ બે સ્થળમાં ત્હમને કયું સારૂં લાગ્યું?

પ્રદ્યોત--પેરતનજી! ખરેખર જે ખુબી અહીં છે તે ત્યાં ન-

થી. ત્યાં નમસ્કાર મ્હેં કર્યા હતા અને હજી જાઉં તો કરૂં; પરન્તુ આ સ્થળે તો-

* આજે અન્ય પ્રકારે આ માથું નમે;
નમતો સાથે આત્માનો એ તંત્રજો !

મૃદુલા--કરીમભાઇ ! આવા શિવાલયનો નાશ કરવામાં મુસલમાનોના હાથમાં શું આવ્યું હશે ?

પ્રબોધ--આઠસે વર્ષ ઉપરનો બનાવ પણ હજી હમણાંજ બન્યો હોય તેમ આ કબરો જોતાં લાગે છે. અને એને પરિણામે હજી પણ હિંદુ મુસલમાનના કજીયા પતતા નથી.

કરીમમહમદ--એ માત્ર અજ્ઞાનજ સુચવે છે. હિંદુમાં દહન ક્રિયા હોવાથી કેટલાં મનુષ્યો મરી ગયાં હશે તે કહી શકાતું નથી. હમારામાં આ કબરની પદ્ધતિથી દેખાવ હમેશનો-જ્યાં સુધી કબરોનાં નામ નિશાન રહે ત્યાં સુધી-કાયમ રહે છે. હવે એ સમય ગયો છે. વખતની સાથે આપણે શિખવાનું છે, મુસલમાનોનું હાલ વતન હિંદુસ્તાનજ છે અને ત્હેને લીધે એકના શ્રેયમાં બીજાનું શ્રેય સમાયેલું છે એમ સ્હમજવું જોઇએ.

પ્રબોધ—સ્નેહની લાગણી સ્નેહ ઉત્પન્ન કરે છે ;અને સ્નેહના જેવી બીજી કોઇ એવી શકિત નથી કે પ્રજાને એકત્ર બનાવે.

મૃદુલા—પાવાગઢના શિખર ઉપર હિંદુ તેમજ મુસલમાન એકજ ભાવથી પીર અને માતાને સાથે નમન કરે છે; ગુરૂ દત્તાત્રયના પગલાંને હિંદુ, મુસલમાન અને જૈન એકજ ભાવથી પૂજે છે, આ

---

* આસોમાસો. રા મણિશંકર રત્નજી ભટ.

સ્થળે અસ્ત થતા સૂર્યનારાયણને પેસ્તનજી કરીમભાઇ અને આપણે નમન કરી એકજ દેવને આપણી આંતર્વૃત્તિ દર્શાવીએ છીએ તો પછી આપણા ઐહિકહિતને માટે, સ્વદેશના હિતને શામાટે એક ન થઇ શકીયે !

મુદિતા—મૃદુલા ? ત્હારૂં કહેવું યથાસ્થિત છે પરન્તુ આ વિચારો પળભર-સ્મશાન વૈરાગની માફકજ રહે છે. જગતના વ્યવહારમાં એજ વૃત્તિ રહે-સત્કાર્ય કરવામાં ઉચા નીચા થતા નથી એમ માનવામાં આવે તો સર્વ થાય. ધર્મનો બાધ આવતોજ નથી.

પ્રબોધ—આટલાજ માટે પારસી, મુસલમાન-હિંદુ-ક્રીશ્રીયનની એક પ્રજા થવાની જરૂર છે. મતમતાંતર જૂદા રહેવાનાજ. યુરોપમાં ક્રીશ્રીઅન ધર્મમાં પણ ઘણા ફાંટા છે છતાં એક પ્રજા થઇ છે. સ્વાર્થ એક હોવો જોઇએ.

પ્રદ્યોત—કરીમભાઇ ! જે વીરોની આ કબરો છે તે વીરનરો ગમે તો અમારા ધર્મનું નિકંદન કરવા આવ્યા હતા તોપણ ત્હેમના વીરત્વને માટે, ત્હેમના સ્વધર્માભિમાનને માટે અમને માનની લાગણી હોવી જોઇએ.

તિલોત્તમા—એ માનની લાગણી સર્વ કોમમાં ફેલાય, અને ગમે તે ધર્મના હિંદ વાસી હોય તોપણ અકબર, શિવાજી, રાનડે, હ્યુમ, કે કોઇ પારસી નરની જયન્તીમાં સરખા ઉમંગથી ભાગ લેતા થાય તો કેટલો લાભ થાય ?

મૃદુલા—આ સોમનાથની જગા-અથવા પાણીપત, વિગેરે સ્થળો જોઇ વૈર ઉત્પન્ન થવાને બદલે એ ઐતિહાસિક સ્થલોથી આપણું હૃદય સ્નેહથી વધારે સંયુક્ત થાય એમ કરવું જોઇએ.

" તિલોત્તમા બ્હેનના સ્મારકમાં તો બુદ્ધિદાબ્હેનવાળી નિશાળ જેવી બીજી નિશાળો ઠેર ઠેર કાઢવી અને એજ પ્રમાણે કેળવણી તેમજ ગૃહ વ્યવસ્થા શીખવવી એમ મ્હારો વિચાર છે. મહીનામાં એકવાર બુદ્ધિદા અને મૃદુલા ગરીબ વર્ગના લત્તામા, શેહેર તેમજ ગામડાંમાં જાય છે ત્હેમની સ્થિતિ જૂવે છે અને દવા, પૈસા વિગેરે મદદ કરી–કેળવણી ઉદ્યોગમાં લગાડે છે "

" હિરણ્યમયી ! એજ મ્હોટામાં મ્હોટું ને ઉત્તમમાં ઉત્તમ શ્રાદ્ધ છે. તિલોત્તમાના સદ્‌ગુણોનું યત્કિંચિત્ અનુકરણ થાય તો એ શ્રાદ્ધનું પૂણ્ય મળે. ખટપટ કરી, ખોટાં સર્ટીફીકટ આપી, ખુન વિગેરે છૂપાવી પાઇ પણ ન કમાવી એ નિશ્ચય કર્યો છે. "

" પૈસાનો મોહ નથી કે શું ? "

" વ્હાલી ! અવિનાશભાઇને ઓછું સુખ હતું; બે ત્રણ લાખની આશામી લોક ધારતું હતું. સુખમાં મણા નથી એમ હું માનતો હતો એ બધું કયાં ગયું ! જેવું આવ્યું તેવુંજ જાય ! ઇશ્વરનો હાથ ત્યારેજ જણાયો હતો. "

" ચંદુલાલ શેઠના પગીને શું થયું હતું ? "

" એ બિચારો ચાલ્યો જતો હતો. કાને બ્હેરો હતો એટલે રીલીફ ઓફીસરની ગાડીનો ઘંટ ન સાંભળ્યો, સાહેબે ચાબુક મારી. વાગતાંની સાથે ગભરાયો ને ગાડી તળે આવી ગયો. " સાહેબ તો કુતરૂં ચગદાયું હોય એમ ધ્યાન આપ્યા વિના ચાલ્યા ગયા. પગીનો પગ ભાંગી ગયો છે. "

"આ એમની ક્રીશ્ચીઅન ચેરીટી (દયાવૃત્તિ) કે ? મનુષ્ય માત્ર ઇશ્વરની નજરમાં એક છે એ વીકલીફ—અને બીજા મહાન ધર્મ વે-

ત્તાના વચનોને આમ માન આપે છે કે ? આમ ઐક્યતા થવાની કે ! "

" રેલ્વે ટ્રેઇનમાં હલકી કોમના દાખલ થવા આવે છે તે વખતે આપણે કેવું વર્તન ચલાવીયે છીએ ! "

" તે પણ ખોટું જ છે ! આપણા કરતાં એ વધારે સુધરેલા છે તો એમણે વધારે સારૂં વર્તન ચલાવવું જોઇએ. "

" હશે ! એ પગીને કોઇ નથી. ઇસ્પીટાલમાંથી ખાવા આપીશું."

" ના. એ સાજો થાય ત્યાં સુધી જે ખર્ચ થાય તે આપણે આપીશું. પરદેશમાં આપણે એવી સ્થિતિમાં હોઇએ તો આપણું પણ એમજને. એ પૈસા ખોટે રસ્તે વપરાયા નહિ કહેવાય. "

" 'વ્હાલી ! પ્રદ્યોત, મૃદુલા, વિગેરેએ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે કેટલાનો સંસાર સુધાર્યો. શિક્ષણ આપી કેટલાં બાળકોનાં જીવન સરળ કરી આપે છે ! અરણ્યના સુગંધિત પુષ્પની માફક એની ઇતિહાસમાં નોંધ નહિ રહે ખરી પણ ઇશ્વરના દરબારમાં તો રહેશેજ. પરેશ, પ્રફુલ્લ, કેવા સારા છોકરા છે. કેળવાયેલાં માબાપના છોકરાં કેટલીકવાર સુઘડ અને બ્હારથી ચાલાક દેખાય છે પરન્તુ ઘણીવાર હઠીલાં, કજીયાખોર, અને સ્વચ્છંદી થાય છે. પરેશ અને પ્રફુલ્લમાં એમાંનું કાંઇજ નથી. "

" એવાં છોકરાં હોય અને એવા માબાપની કેળવણી લઇ પુખ્ત વયે લગ્ન કરે તો પછી એમના સુખની શી સીમા ! "

" એ અનુભવની હવે બહુ વાર નથી. જોઇએ છીએ પછી કેવું શિક્ષણ આપે છે. ટીકા ન થાય તે સંભાળજો ! "

" જાઓ, જાઓ આમ શું બોલતા હશો. "



# ઉછ્‌વાસ ૨૧ મો.

## પ્રબોધ અને પેસ્તનજી.

See ! shines the Moon for others' good;
See ! shines the sun to brighten rest.
Ha ! air is breath so wind doth blow ;
Ha ! heat is life so fire burns.
Nothing lives for self ; then why should I ;
Live for myself and not for other's good. *

*M. D. Ved.*

તિલોત્તમાના દેહવિલય પછી પ્રબોધે મુંબાઈની નોકરી મૂકી દીધી નહોતી; નોકરી એ પુરૂષ વર્ગને જરૂરની છે. નોકરી એટલે કોઈપણ ધંધા વિનાનો પુરૂષ પતિ:વિનાની સ્ત્રી જેવો છે. પ્રબોધ

---

* જુઓ ! ચંદ્ર અન્યના હિતને માટેજ પ્રકાશે છે, સૂર્ય પણ બીજાને પ્રકાશ આપવા ઉત્તેજીત થાય છે. હવા એજ શ્વાસ છે અને તેટલા માટેજ પવન વાય છે. ગરમાવો એજ જીવન છે અને તેટલાજ માટે અગ્નિ બળે છે. કોઈપણ વસ્તુ પોતાને માટે નથી. આમ છે તો પછી મ્હારા પોતાનાજ માટે શા માટે જીવવું અને અન્યનું હીત કેમ ન કરવું ?

મુળજી દુલ્લભજી વેદ.

એ રહમજતો હતો અને પોતાની સ્થિતિ એવી નહોતી કે વિના પૈસે જીવન વ્યવહાર નભાવી શકે. વિનોદરાય પ્રબોધને ફરી પરણવા આગ્રહ કરતા નહિ અને ત્હેમાં પ્રફુલ્લચન્દ્ર હતો એટલે એમને સંતોષ હતો; શાન્તિગૌરીને વસવસો રહ્યો હતો પણ કાળે કરી ઓછો થયો. પ્રબોધ પ્રથમથીજ શાન્ત જીવન ગાળતો હોવાથી રાજકિય સંસ્થામાં આગળ પડતો નહિ. ત્હેનું હૃદય મૃદુ હતું; બુદ્ધિદાના વૈધવ્યે, બુદ્ધિદા પ્રત્યેની ત્હેના સાસરીયાની વર્તણુકે પ્રબોધને હિંદુ સંસારમાં વિધવાને પડતાં દુઃખોનું ભાન કરાવ્યું હતું; પુત્ર કરતાં પુત્રીના જન્મની હલકી સ્થિતિનું મનન કર્યું હતું અને આ સર્વ કારણોથી સાંસારિક સુધારા કરવા વિચાર આવ્યા કરતા હતા; સ્નેહાળ–કાર્યમંત્રી તિલોત્તમા પતિને મદદ કરતી હતી. તિલોત્તમાના અકાળ મૃત્યુથી પબોધના ઉપર જૂદીજ અસર થઇ અને નોકરી સિવાયનો બાકીનો સમય જન સમાજની અંદર સાંસારિક સુધારા કરવામાંજ ગાળવા લાગ્યો. પ્રફુલ્લને મૃદુલા અને પ્રદ્યોતને સોંપી દીધો હતો; રજાઓમાં વિનોદરાય ત્હેને ખાસ બોલાવતા અને આથી પ્રફુલ્લચન્દ્રમાં બાલ્યાવસ્થાથીજ બન્ને સ્થળે શુભ સંસ્કારો પડવા લાગ્યા.

" પુત્રીને 'પત્થરો' શા માટે કહેવો ! પુત્ર વતી વિધવાને જે માન મળે છે તે માન પુત્રીવતી વિધવાને શા માટે ન મળે ? હિંદુ સંસારમાં પુત્રને વારસ ગણ્યો છે ને પુત્રીને શા માટે નહિ ગણી હોય ! વારસ નથી ગણી તેથીજ ત્હેના હક્કો જાય છે અને તે હક્કો જાય છે એટલેજ હિંદુઓ પુત્રીને બદલે પુત્ર જન્મને મ્હોટા લેખે છે અને આમ હોવાથીજ પુત્રીને હલકી ગણવામાં આવે છે.

શિથિલ વર્તણુકવાળા પુરૂષ કરતાં કોણ જાણે કેમ શિથિલ વર્તણુક-વાળી સ્ત્રી હલકી લેખાય છે! પુરૂષ કર્તા હર્તા છે માટે! આને લીધે પણ સ્ત્રી જાત હલકી લેખાય છે. સાપનો ભારો ગનાય છે, વિધવા થતાં ત્હેના દુઃખની અવધિ આવે છે! જે સાસરીયામાં ગૃહદેવી, લેખાતી તેજ સાસરીયામાં શ્વાનવત્ લેખાય છે. પુરૂષ તેમજ સ્ત્રીમાં સ્નેહ લગ્ન, આત્મ લગ્ન વધારવા ને તે પછી વિધુર કે વિધવાને ઇચ્છા હોય તો ફરી શા માટે પરણવા ના દેવા? કેટલે દરજ્જે જ્ઞાતિ, સુધારા કરવામાં વિઘ્નરૂપ છે. વિવાહ કયારે અને કયાં કરવો? ભોજન વ્ય-વહાર હોય ત્યાં કન્યા વ્યવહાર કરવામાં શાં વિઘ્ન છે?" આવા આવા વિચાર પ્રબોધ કરતો અને મૃદુલા અને પ્રદ્યોતની કલમો દ્વારા ધીરે ધીરે સુધારા કરતો હતો. રજાઓમાં તેમજ ખાસ રજા લઇ વિધવા શ્રમો, અનાથાશ્રમો ઉપરાંત જે વિધવાઓ અને અનાથ બાળકો વચલા વર્ગનાં હોવાથી આવા આશ્રમોનો લાભ લેવા સંકોચાતાં હતાં ત્હેવાને ઘેર જઇ દ્રવ્યની મદદ કરતો, સુનીતિને પંથે લઇ જવા કેળવણીનો બંધોબસ્ત કરતો. અને જ્યાં પોતે ન જઈ શકે ત્યાં બુદ્ધિદા, મૃદુલા કે શીરીનને મોકલતો. તિલોત્તમાની મૃત્યુ તિથિએ અમૂક રૂપીઆ આવાજ સત્કાર્યમાં વાપરતો પણ પેપરમાં આપનારનું નામ ન આવે ત્હેની સંભાળ રાખતો. જમણા હાથથી જે અપાય તે ડાબા હાથને જાણવા ન દે એ બાયબલ વાક્ય માન્ય હતું. વિનોદરાય અને શાન્તિગૌરી પુત્રેચ્છાની વચમાં આવતાં નહિ અને આથી પ્રબોધ ત્હે મના પ્રત્યે વધારે માનવૃત્તિ રાખતો. સોશીયલ કોન્ફરન્સમાં નિરન્તર ભાગ લેતો અને બોલવા કરતાં વર્તનમાં મૂકી પોતાના સિદ્ધાન્તોનું-પ્રતિપાદન કરતો. એનાજ પ્રયાસથી અને પ્રદ્યોત, મૃદુલા, પદ્મનાભ

અને બ્રહ્માનંદ વિગેરે મિત્ર-મંડળની સાહાય્યથી વિલાયત ગમનનો પ્રશ્ન સુગમ થયો હતો; અને જ્ઞાતિમાંથી બે, ચાર પાંચ વિદ્યાર્થી ઇંગ્લાન્ડ, અમેરિકા જઇ આવવા સશક્ત થયા હતા.

પેસ્તનજીને પૈસાની અનુકુળતા હતી અને લગ્નની બહુ ઇચ્છા નહોતી. મહર્ષિ રાનાડે, મી. ગ્લેડસ્ટન, વોશીંગટન વિગેરે મહાન્ નરોનાં નામ, ત્હેમના પુત્રો રાખત ત્હેના કરતાં વધારે સારી રીતે અને વધારે કાલ રહેશે એમ પેસ્તનજી કહેતો. શીરીન ઠેકાણે પડે એજ એની ચિન્તા હતી. દેશની આર્થિક અને રાજકિય ઉન્નતિ કરવી એજ એનો અભ્યાસ હતો. એજ એનું કાર્ય હતું. હિંદુ, મુસલમાન અને પારસીમાં ઐક્યતા થયા સિવાય આ ઉન્નતિ થવી નથી એમ એ દૃઢ માનતો અને સદ્‌ભાગ્યે પ્રદ્યોત કરીમમહમદ અને અન્ય મંડળ એજ વિચારતું હતું. જ્યારે જ્યારે કોમના પ્રશ્ન કોઇ પણ સભામાં અગર પત્રમાં ચર્ચાતા ત્યારે ત્યારે—

× × × ×

કો કાર્યમાં કંઇ કારણે મતમાં ત્હમે જૂદા પડો,
અન્તર થકી અળગા કદાપિ, સુજ્ઞજન કદિ નવ થશો;
જો ભેદ આપણમાં થયો, નિર્બળ થઇ શું આપણે.
બળવાન અતિ આપણ થશું, જો સંપ વૃદ્ધિ પામશે;
થઇ એક આગળ સહુ ધસો, હિમ્મત જરા નવ હારશો,
પ્રભુ સર્વ ઇપ્સિત આપશે, પથ સત્યનો જો પકડશો. *

આજ બોધ આપતો. કોન્ગ્રેસીસ, કોન્ફરન્સીસમાં હાજરી

* હરિગીત.

આપી, આપણો આપી સંતુષ્ટ નહોતો થતો પરંતુ ન્હાના ગામોમાં પણ જઇ રાજ્ય બંધારણ કેવું છે? એક પ્રજા તરીકે આપણી શીં શી ફરજો છે અને આપણા શાશાં હક્કો છે ત્હેનું યથાસ્થિત વર્ણન કરતો. સ્હમજાવતો. એક પ્રજા તરીકે થવામાં શા શા ગુણોની આવશ્યકતા છે તે ઇંગ્લાન્ડ, અમેરીકા વિગેરેના ઇતિહાસમાંથી દષ્ટાંતો આપી વિવેચન કરતો, સ્વંસ્થાનો માફક ઇંગ્રેજી પ્રજાના હક્ક મેળવો ઇંગ્રેજી રાજ્યને મજબુત બનાવી એક બીજાના શ્રેયમાં બન્નેનું શ્રેય રહેલું છે તેમ ધારતો. વિદ્યાર્થીને વિદેશ મોકલી હુન્નરકળા શીખી આવી દેશના ઉદ્યોગ ખિલવવા મથતો, અને આટલા માટે આખા દેશમાં ફરી એક મ્હોટું ફંડ ભેગું કર્યું હતું. આ ફંડમાંથી પ્રત્યેક વર્ષે દરેકે પ્રાન્તમાંથી ત્રણ યા ચાર વિદ્યાર્થીને વિદેશ મોકલવામાં આવતા અને આવ્યા પછી કમાણી થાય ત્હેમાંથી અમુક ટકા આ ફંડમાં આપવાની દરેક પાસે શરત કરાવવામાં આવતી. આ પ્રમાણે દેશની રાજકિય આર્થિક, અને સાંસારિક ઉન્નતિ આ બન્ને મિત્રો કરતા. કોઇપણ દેશની ઉન્નતિનો આધાર તે દેશની ભવિષ્યની પ્રજા ઉપર રહે છે, અને ભવિષ્યની પ્રજા સારી યા ખોટી થવાનો આધાર માતા ઉપર છે. ભવિષ્યની માતાઓ સારી થાય તે માટે મૃદુલા, બુદ્ધિદા અને અન્ય સખીઓ સભા શાળા અને એ દ્વારા યથાશક્તિ યત્ન કરતી, પારકાનાજ હિતમાં આપણું હિત સમાગેલું છે એમ માની આ સર્વે પરમાર્થની સાથે સ્વાર્થ સાધતા હતા અને તેમને તે પ્રમાણે ફળ મળતું હતું.



# ઉચ્છ્વાસ ૨૨ મો.

## અવસાન.

સંસાર-ઉપવનમાં ગૃહકુંજ શોભે,
કર્તવ્ય ધેનુ પય અમૃત શું મધુ દે;
પ્રીતિ પનોતું શુભ સ્નેહી-કુટુમ્બ રાજે—
ત્યાંયે સદા સતી હ્દે પતિ વેણુ વાજે. *

સુમન્ત.

વ્હાલી ! પુર્ણેન્દુભાઇને વીસનગરથી કરાંચી જતી વિમાની બાંહ્દડી સંબંધી ભૂલ થઇ છે તે માથે આવી પડે એમ છે. હજાર રૂપીઆનું જોખમ છે. હજાર રૂપીઆ લેતાં પતે તોએ ઠીક નહિ તો મામલો કોરટે ચડવાનો. ”

“ હેં ! શું કહો છો ! ગમે તે કરી પતાવો. ગમે એવાએ આપણા ભાઇ-છે. સવડ ન હોય તો મ્હારા દાગીના વેચો.

“ વ્હાલી મૃદુલા ! આટલો વિચારજ બસ છે. જરૂર પડે તું પાછી હઠે એમ નથી એ મ્હને ખાત્રી છે. ”

“ પ્રિય પ્રદ્યોત ! સ્હવારથી સ્હાંજ સુધી મહેનત કરી જવા-બદારી વ્હોરી રૂપીઆ કમાવી લાવો તે સારૂં લાગે અને દુઃખની સમયે કામ ન આવીયે પછી અમારૂં જીવન શા કામનું ? રસ્તા-

* વસંતતિલકા.

ના જનારને મદદ કરવા યત્ન કરીયે–વ્યાખ્યાનો કરીએ અને કુટુ-મ્બના માણસ માટે સંકોચ પામીએ ? "

" મ્હારી મૃદુલા જેવીને ઘરમાં દાસી પેઠે કામ કરાવવા માંજ મહત્તા માનનાર પુરૂષ કેવા હશે ? "

" વ્હાલા ! હમે દાસી સત્તર વાર.

A true wife, in her husband's house, is his servant; it is in his heart that she is queen. §

પરન્તુ અન્યોન્ય સ્નેહ હોય તો ત્હમારા મનોરાજ્યમાં અ-મારી સત્તા છે.

" મૃદુલા ! એ તો ઠીક પણ પ્રફુલ્લ અને પરેશનો અ-ભ્યાસ તો બરાબર થાય છે ને. વિનોદરાય પ્રફુલ્લની બહુ ઝંખના કરે છે તો મ્હને લાગે છે કે એને થોડા દિવસ ત્યાં મોકલીયે. "

" હા ! મ્હારો વાંધો નથી. આમે ને આમે આપણો " મિત્ર મેલાપ પતી જાય એટલે મોકલી દેજો "

" પૂર્ણેન્દુભાઇનું નક્કિ જણાય તો બીજું સુઝે "

" પદ્મનાભ આમને આમ પડયા રહેશે અને માબાપનો આવ્યો પૈસા ખાશે કે કાંઇ સ્વતંત્ર ધંધો કરશે "

" મ્હને નથી લાગતું કે કાંઇ સ્વતંત્ર ધંધો કરે. નલિનાક્ષ અને તારિણી બ્હેન હવે વૃદ્ધ થયાં છે. હિરણ્યમયી સાસરે છે. જે છે તે પદ્મનાભ ઉપર છે. ને હવે પદ્મનાભના કામમાં વચમાં નડતા

---

§ ખરી રીતે પતિના ગૃહ કાર્યમાં પત્ની દાસી છે પરન્તુ પતિના મનોરાજ્યની રાણી છે. — રસ્કિન.

નથી તો પછી શું ખોટું છે. એ ને વિદુલા હવે તો ચોપડીયો-પત્રો સાથે વાંચે છે-ફરવા હરવા જાય છે અને ગરીબ વિદ્યાર્થીને ભણાવવામાં-યુરોપ મોકલી કેળવણી આપવામાં પોતાના પૈસાનો સદ્-પયોગ કરે છે પછી શું ? ”

“ સરલાને ઠીક કેળવી છે હો. જરા તારિણી બ્હેન પાસે રહેતી હોવાથી એમની અસર થઇ છે. ”

“ હમણાં તો હિરણ્યમયી હશે એટલે વિદુલાને ગોઠતું હશે ”

હિરણ્યમયીની છોકરી સારી છે હો ? નામ પાડ્યું નથી. જવાની તો કાલે હતી પણ આપણે ત્યાં મેળાવડો થયા વિના જવા દેવાની નથી એમ કહી આવી છું ને રવીન્દ્રભાઇને બોલાવીશું. ”

“ પ્રબોધભાઇ તો આવશે પણ પેસ્તનજીને કહેવાય નહિ. ”

“ ન આવે તો પછી એમની વાત છે. શીરીન બ્હેન ઇંદોર કોલેજવાળા એદલજી સાથે પરણ્યાં તે વખતે આપણને આગ્રહ કરી બોલાવ્યાં નથી તે ચ્હીડાઇ છું ને તે ન આવે ત્યારે બેવડી ચ્હીડાવાની. ”

“ મૃદુલા ! પેસ્તનજીએ આપણને કાગળ, તાર મોકલ્યા હતાસ્તો. અતુલભાઇને મંદવાડ વધારે હતો તેથી જઇ શક્યાં નહોતાં. ”

× × × × ×

પુર્ણેન્દુ વાળી વિમાની બીંદડી રેલ્વે મેલ સર્વીસ વાળાની ગફલતથી કરાંચીને બદલે કોચીન ગયેલી ત્યાંથી એક મહિને પત્તો મળ્યો અને પુર્ણેન્દુને કાંઇ નુકશાન થયું નહિ. પરન્તુ પુર્ણેન્દુને પ્રદ્યોત તથા મૃદુલા મદદ કરવાને તૈયાર થયાં હતાં ત્હેની ખબર

મળી હતી અને તે દિવસથી પુર્ણેન્દુ. ત્હેની પત્નીને મૃદુલા વિશે ઉચ્ચ અભિપ્રાય બંધાયો, અને મૃદુલાને સ્નેહ દ્રષ્ટિએ નિરખવા લાગી.

પ્રદ્યોતે મિત્ર મેલાપ વિશેષ આનંદથી ઉજવવા નિશ્ચય કર્યો સર્વે મંડળને બોલાવવામાં આવ્યું.

પ્રદ્યોત મુંબાઇથી વૃદ્ધ માતા પિતાને લઇ આવ્યો કારણ વિનોદરાયનો વિચાર અમદાવાદજ રહેવાનો થયો હતો અને તેટલા માટેજ પ્રફુલ્લ અને પરેશને મુંબાઇ બોલાવવાનું માંડીવાળ્યું હતું. રવીન્દ્ર એક દિવસની રજા લઇ મિત્ર મેલાપને બ્હાને હિરણ્યમયીને મળવા આવ્યો હતો. પેસ્તનજી આગ્રામાં અકબર જયન્તિ ઉજવી બ્હારો બ્હાર આવ્યો હતો, બ્રહ્માનંદ મંજૂલા, પદ્મનાભ, વિદુલા, કુમુદકાન્ત વિગેરે તો અમદાવાદજ હતાં.

પ્રદ્યોતના વિશાળ ચોકમાં પૂર્ણિમાની રાત્રે જ્યાફત થઇ બાદ પાન સોપારી લીધા પછી સર્વ મંડળ અગાશીમાં ગપ્પાં હાંકવા બેઠું. મિત્રમંડળ હોવાથી લાજ રાખવામાં આવી નહોતી.

પેસ્તનજી—પ્રબોધ ! આવીજ મનહર રાત્રિએ મૃદુલાના લગ્ન સમયે ગવરાવેલા ગરબા સાંભરે છે ?

પ્રબોધ—પેસ્તન ! એ ન સાંભરે ?

આકાશે એની એ તારા;
એની એ જ્યોત્સ્નાની ધારા;
તરૂણ નિશા એની એ.
હારા ક્યાં છે એની એ ? *

---

* રા. મણિશંકર.

ત્હમારે સર્વને આજ આનંદ છે પણ મ્હારા આનંદનું સ્થાન તો ગયું જ છે.

ઉડી ગયેલા નૂરથી ઝાંખો ફરૂં જનમંડળે,
ધારી ફકીરી હું પુકારૂ, "નૂર ! ઓ ! મુજ નૂર કયાં" *

પ્રદ્યોત—પેસ્તનજી ! આ વખતે આ સંભારી પ્રબોધને કયાં દીલગીર કર્યો.

પ્રબોધ—દિલગીર ! સંભારવું ! તિલોત્તમાની છબી મ્હારી નજર આગળ સતત રહે છે. બુદ્ધિદા, જુગલકિશોરની છબી જે રીતે દેખે છે તેજ રીતે મ્હારી તિલોત્તમા અહર્નિશ મ્હારી પાસે રહે છે.

પરેશ--પ્રબોધ મામા ! જૂવોને પ્રફુલ્લ મ્હારી સાથે ગાવા નથી આવતો !

પ્રબોધ—પરેશ ! આમ આવ્ય ! શું ગાવું છે ? કોણ ગાવાનું કહે છે !

પરેશ—બુદ્ધિદા માશીએ કહ્યું છે કે, તું ને પ્રફુલ્લ 'ગુલાબની કવિતા ગાઓ.'

પ્રબોધે પ્રફુલને કહ્યું અને બન્ને ભાઇઓએ મૃદુલ અવાજે 'ગુલાબ'ની કવિતા ગાઈ. આ બાળકોના મધુર રાગથી પ્રબોધનો આન્તર્ખેદ જતો રહ્યો છતાં, પ્રફુલ્લનાં મુખાર્વિંદમાં વ્હાલી તિલોત્તમાની મૂર્તિ નિહાળતો હોય એમ સ્નેહભીની આંખોએ જોવા લાગ્યો.

હિરણ્મયી--મૃદુલા બ્હેન ! હવે બીજો છમાસિક મેળાવડો ખેડે કરવો અને હું સર્વને નિમંત્રણ આપું છું.

---

* ગ. લલિત.

બુદ્ધિદા--શાન્તિબાથી હવે કાંઇ બનતું નથી એટલે મ્હારાથી નહિ અવાય. બીજાં આવશે.

મૃદુલા--મંજુલા ! ત્હમે તો આવશો ને !

મંજુલા—એમને કાંઈ વાંધો નહિ હોય તો આવીશ.

વિદુલા--હવે જોયાં એમનો વાંધો કાઢનાર ! બ્રહ્માનંદભાઇ તો ના કહે એવા છેજ નહિ. ત્હમારે ન આવવું હોય તો ભલે.

મંજુલા--વિદુલા બ્હેન ! ના કહે એમ હું કયાં કહું છું. આતો અમદાવાદથી એવા સ્ટેશને બદલી થાય કે ન અવાય. અને હવે તો એમને પૂછ્યા વિના પગલુંજ ન ભરૂં.

રાત્રીના અગીયાર વાગ્યા પછી સર્વ મંડળ સ્વસ્થાનકે ગયું; પ્રફુલ્લ આજ પ્રબોધ જોડે ગયો. પરેશ, મૃદુલા અને પ્રદ્યોતજ રહ્યાં. પરેશને સુવાડી દઇ જાણે ઉંઘ આવતીજ નથી એમ માની પતિ પત્ની વાર્તા વિનોદમાં પડયાં.

" વ્હાલા ! મહિલા મિત્રમાં હિરણ્યમયીનો લેખ આવ્યો છે. ત્હેમાં તો શશીભૂષણ તથા કમલાકાન્ત કહે છે કે એ તે શું લખતી હતી ? રવીન્દ્રે લખી આપ્યો હશે !

મૃદુલા ! એ ઉપર આપણે ધ્યાન આપવાનું નથી. નિરન્તર કંકાસ કરનાર, એક બીજાને જોઇ જેનું હૃદય હસે નહિ. એક બીજાને એક એકથી કાંઇ ગુપ્ત હોય એવાં 'પતિ પત્ની એક બીજા વિના ક્ષણભર રહી શકેજ નહિ અને આનંદમાં દિવસ નિર્ગમન કરે' એ કેમ માની શકે, આ સબંધમાં પણ એઓજ પોતાના અનુભવથી અનુમાન કરે.

" વ્હાલા! હવે ત્હમારા સવાસો રૂપીઆ થયા તે પચીસ મ્હારા. "

" તે ત્હને ના કોણે કહી! "

" મ્હારે તિલોત્તમા બ્હેનની છબી માટે જોઇએ છીએ. "

" ત્યારે એમાં ત્હેં ત્હારે માટે શું વાપર્યું કહેવાય? "

" મ્હારે માટે તો ત્હમે ત્હમારૂં હૃદયજ અર્પ્યું છે પછી શું જોઇએ?

" વ્હાલો! આપણા આટલા આનંદમાં તિલોત્તમાની પૂર્ણ ખોટ પડે છે. "

" પ્રદ્યોત! એતો સંભારશો જ નહિ! એ મૂર્તિ કોને ન સાંભરે, જ્યારે જ્યારે ગરીબ વર્ગને ત્યાં જાઊં છું ત્યારે એકે એક એમને સંભારી આંસુ પાડે છે. "

" મૃદુલા! પરેશનો ભાગીદાર થતો એમ લાગે છે! "

વ્હાલા! ત્હમે તો એવાને એવા મશ્કરા રહ્યા.

" એમાં ખોટું શું કહ્યું? "

" હવે બીજી વાત કાઢો! ઊંઘ આવે છે હવે સૂઇ જઇશું." સૂઇ કયાં જાય! પ્રફુલ્લ કે પરેશ બુદ્ધિદા બ્હેનને પજવે નહિ એ જોજો. બુદ્ધિદા દિવસે દિવસે બહુ લેવાય છે ને ત્હેમાં તિલોત્તમા ગયા પછી તો એમનો ઉત્સાહજ જતો રહ્યો છે. "

" એમનાં જેવાં નણંદ ભોજાઈ કોકજ હોય? "

" બુદ્ધિદા અને તિલોત્તમાને લીધેજ મંજુલા અને વિદુલા સખી થયાં. "

" અરે બીજા ઘણાએ એમને આશિર્વાદ દે છે. મ્હારામાં જો કાંઈ સારા ગુણ હોય તો ત્હેમનોજ પ્રતાપ છે. "

" વ્હાલી ! સામાજીક, રાજકિય ઉન્નતિ તો કરીએ છીએ પણ આપણી ઉન્નતિ કરીયે તો ઠીક ? "

" હજી ! શું બાકી રહ્યું "

" આપણી ઉન્નતિ મનમાં આનંદ હોય ત્યારે થાય અને આનંદને માટે સંગીત જરૂરનું છે. "

" હાર્મોનિયમ કે સારંગી વિના એમને એમ ગાઓ. "

" હું કાંઈ ગાવાનો નથી. ગાવાનું ત્હારે છે. "

" એ વિના ઉંઘ નહિ આવે ! "

" ના "

આખરે મૃદુલાએ નીચેનું ગીત શરૂ કર્યું,

જીવન મધુર, પ્રેમ થકી થાયે રે, +
ઓ સુન્દરી, જીવન મધુર પ્રેમથકી થાયે;—
કુસુમનો સુવાસ અને સુન્દરતા દમ્પતીને,
વ્યર્થ, પ્રીતિ, અન્તરે ન હોય રે;——ઓ સુન્દરી.
લલિત, ગભીર, તરૂતણી ઘટા શીતલ છાંયજો,
હોય હૃદય ભિન્ન, સુખ ન આપે રે;—ઓ સુન્દરી.

× × × ×

---

+ પ્રેમની પીડા તે કોને કહીયે રે, હો મધુકર ! પ્રેમની પીડા તે કોને કહીયે એ રાહ.

વસે સ્નેહ, સ્નેહ સંગ, હસે હૃદય હૃદયથી,
મનુજ, સકલ સૌખ્ય, દિવ્ય, પામે રે--ઓ સુન્દરી.
ચિત્તના વિષાદ, ઉંડા ક્ષોભ સર્વ અમોદૂર,
એક મીઠા પ્રેમ સ્મિતે, થાયે રે; * --ઓ સુંદરી;

'એક મીઠા પ્રેમ સ્મિતે'–એ શબ્દની સાથે પતિ પત્નીમાં સ્નેહ સ્મિત વધ્યું. કાવ્ય કાવ્યને ઠેકાણે રહ્યું–સંગીત અધુરૂં રહ્યું અને પ્રદ્યોત વ્હાલથી આલિંગન દઈ બોલ્યો—વ્હાલી મૃદુલા! આ કાવ્યમાં વર્ણવેલા પ્રેમ-વાળી વ્હાલી મૃદુલા! ત્હારો પ્રેમ આવોજ છે.

ઇશ્વર એ સ્નેહ અવિચ્છિન્ન રાખે.

" વ્હાલા આટલું બધું શા ઉપર !

" ત્હારા શુદ્ધ પ્રેમ ઉપર ! "

---

* રા. ડાહ્યાભાઇ.

સમાપ્ત.

# મેઘનાદ.

(રોયલ ત્રણ ફોર્મ-૨૪ પૃષ્ટનું સુન્દર, રસિક અને બોધજનક માસિક.)

## લવાજમ ફકત રૂપિઓ સવા ટપાલ ખર્ચ સાથે.

### મુખ્ય સહાયકો.

રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા. બી. એ. બાઉવાની પોળ.

રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ. લાખાપટેલની પોળ.

સાંસારિક, રાજદ્વારી તેમ ધાર્મિક પ્રશ્નોનું સરલતા અને રસિકતાથી વિવેચન કરનાર એક માસિકની હાલ ગુર્જર સાહિત્યમાં ઘણી જરૂર છે એમ ચોતરફથી કહેવામાં આવે છે. આ ખોટ પુરી પાડવા માટે અમે નિશ્ચય કર્યો છે. અને ગુર્જર લેખકવર્ગ લેખોથી તેમ ગુર્જર વાચક વર્ગ આ પત્રના ગ્રાહક થઇ ઉત્તેજન આપી માસિકના ઉદ્દેશ પાર પાડવામાં સહાય કરશે, એવી આશા રાખવામાં આવે છે. માસિક સુંદર ઉચ્ચ પ્રતિના કાગળપર નિયમિત રીતે પ્રસિદ્ધ કરવામાં આવશે સ્ત્રીઓ તેમ પુરૂષોને વૃદ્ધ, યુવાન તેમ બાળકોના જીવનનાં અનેક કર્તવ્યોમાં સદુપદેશ સાથે આનંદ આપવો, તે આ માસિકના ઉદ્ભવનો હેતુ છે. અને તે હેતુથી આ માસિકની શરૂઆત સપ્ટેમ્બર માસની આખરે કરવામાં આવનાર છે માટે ગ્રાહક થઇ ઉત્તેજન આપવાની ઇચ્છા રાખનાર ગૃહસ્થો તથા સન્નારીઓએ મુખ્ય સહાયકોને અગર નીચેના શિરનામે લખી જણાવવાની મહેરબાની કરવી.

વ્યવસ્થાપક,

મેઘનાદ' રાયપુર અમદાવાદ.

# "સુન્દરી સુબોધ."

## માસિક પત્ર માટેના અભિપ્રાયો.

" આ નામના માસિકના અંક અમને અભિપ્રાય માટે મળ્યા છે તેનો ઉપકાર સાથે અમે સ્વીકાર કરીએ છીએ. જ્યાં સુધી દેશની સ્ત્રીઓ મનોબળમાં, નૈતિક બળમાં, શરીર બળમાં તેમ ધાર્મિક વિષયોમાં આગળ પડતી નથી ત્યાં સુધી દેશની સંતતિ દેશની પ્રજા તે બાબતોમાં આગળ પડતી થાય એવી આશા રાખવી વ્યર્થ છે. આમ જોતાં સ્ત્રીઓની દશા સુધારવાને હાલ જે 'સંસારસુધારાસમાજ વગેરે મંડળો તથા બીજા ગ્રહસ્થો તરફથી યત્ન કરવામાં આવે છે તેનાથી પણ વધારે વ્યવહારીક યત્ન થવાની ઘણી જરૂર છે. આવા એક અપૂર્વ યત્નનો આરંભ **બન્ધુસમાજ** મંડળ તરફથી કરવામાં આવ્યો છે તે ઘણું ખુશી થવા જેવું છે. અને તેમના આ યત્નને સુજ્ઞ પ્રજા વર્ગ તરફથી સારૂં ઉત્તેજન મળી તેમનો ઉત્સાહ કાયમ રહે એવી આશા રાખવામાં આવે છે. આ માસિકમાં વખતો વખત આવનારા વિભાગ પાડવામાં આવ્યા છે તે ઉપરથી તે સ્ત્રીઓને ઘણું ઉપયોગી પત્ર થઇ પડશે એમ સ્પષ્ટ રીતે જણાય છે...... **બન્ધુસમાજના** આ શુભ પ્રયત્ન માટે અમે તે મંડળને અંતઃકરણપુર્વક અભિનંદન આપીએ છીએ અને આ ઉપયોગી માસિકને ઉત્તેજન આપવા અમારા ગુર્જર બન્ધુઓ અને બ્હેનોને વિનંતી કરીએ છીએ. રોયલ આઠ પેજી ત્રણ ફોર્મનું-મ્હોટાં ૨૪ પાનાનું સુંદર દેખાવવાળું હોવા છતાં ટપાલ ખર્ચ સાથે તેનું વાર્ષિક લવાજમ માત્ર સવા રૂપીયો રાખવામાં આવ્યું છે તે પ્રમાણમાં ઓછુંજ છે. આ ઉપરાંત ગ્રાહકોને એક સુબોધક પુસ્તક ભેટ આપવાની યોજના રાખવામાં આવી છે"—**ગુજરાતી પંચ.**

'સુન્દરી સુબોધ' એ નામનું એક ઉપયોગી માસિક અમદાવાદ ખાતે પ્રકટ થતાં તેના અંક અમોને મળેલ છે એ માસિક ખાસ કરી દેશી સ્ત્રીવર્ગમાં વાચનના ફેલાવ અને કેળવણીના વધારાના સાધન અર્થે પ્રકટ કરવામાં આવ્યું છે. તેમાં દાખલ કરવામાં આવેલા વિષયો ઘણા સારા અને તે સ્ત્રીવર્ગમાં બીજાં વાચનો કરતાં વધુ ઉપયોગી થઈ પડે એવા છે વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે ૧-૩-૦ (હવે રૂ. ૧-૪-૦) છે, કે જે તેના ઉપયોગીપણા તરફ ધ્યાન આપતાં ઘણું જુજ જણાશે શકાશે. અમે ઇચ્છીએ કે દેશી પ્રજા માહેની કેળવાયેલી બાનુઓ અને સારા વાચનનો શોખ ધરાવનારા પુરૂષવર્ગ તરફથી એ સાહસને ઘટતો ટેકો આપવામાં આવશે." —કાઠિયાવાડ ટાઇમ્સ.

"અમદાવાદની 'બન્ધુસમાજ, તરફથી આ (સુન્દરી સુબોધ) માસિકે જન્મ લીધો છે. તેમનો મોકલેલો અંક અમને મળ્યો છે. શરૂઆત સારી છે. સ્ત્રી-પુરૂષ બેઉને વાંચવા લાયક છે. ગ્રહસ્થ ઘરમાં આવાં માસિકો વાંચવાથી ઘરમાં સ્ત્રી અને બાળકો નીતિવાન બને, તેવી ગોઠવણ આમાં સમાવેલી છે. આ માસિકનો અમો દીર્ઘાયુ ઇચ્છીએ છીએ" સિન્ધવર્તમાન

**સુન્દરી સુબોધ** નામનું એક માસિક તેના વ્યવસ્થાપક તરફથી મળ્યું છે. આ માસિકનો મુખ્ય હેતુ દેશી સ્ત્રીઓને ધીમે ધીમે કેળવવાનો છે અને તેના બે ત્રણ અંક જોતાં તે પોતાનું ધારેલું કામ બજાવવાની ઠીક કોશેશ કરે છે. જો કે ગુજરાતમાં પ્રકટ થતા કેટલાંક માસિકો ભારી અને નહી સમજ પડે એવા શબ્દો વાપરવામાં મોજ માને છે. તે છતાં આ માસિક તેવી ખોટથી લગભગ મીરાળું છે એ ગનીમત (ખુશી થવા જેવું)છે. આ માસિકનો લવાજમ ટપાલ ખર્ચ સુધાં ફકત રૂ. એક ને આના ત્રણ (હવે ચાર) છે. જે ખચીત જુજ છે." —કોહિનૂર-લક્ષ્મી.

ગુજરાતી સ્ત્રીઓ માટેનું પત્ર—સુન્દરીસુબોધ, જેનો પ્હેલો અંક મહેરબાની રાહે અમને મોકલવામાં આવ્યો છે, તે એક ખાસ સ્ત્રીઓ માટે નિર્માણ થયેલું માસિક છે. જો કે પુરૂષ વર્ગને પણ રસ પડે તેવું તેમાં ઘણું છે. ગુજરાતી વાંચનારાઓએ આ પત્રને સારો આવકાર આપવો જોઇએ. કારણ કે તે જ્ઞાન અને આનન્દ બન્ને આપે છે, અને તેમાં ઘણી જાતના વિષયોનો સમાવેશ થયેલો છે. * * * * આ પત્રનો મુખ્ય હેતુ હિન્દી સ્ત્રીઓની ઉન્નતિનું કાર્ય વધારવાનો છે—જે હેતુને સંમતિ અને ઉત્તેજન આપનાર ઘણા મળી આવશે * * * * છેવટે, આ પત્રમાં એક વધારે ગુણ એ છે કે તે ઘણું સોંઘુ છે; તેનું વાર્ષિક લવાજમ ફક્ત એક રૂપીયો (હાલ સવા) છે.

ભાષાન્તર, ઇન્ડીયન સોશિયલ રીફોર્મ. ૨૮-૧૨-૦૩.

**—સુન્દરીસુબોધ—એક માસિક. પ્રકાશક—બન્ધુસમાજ.**

સર્વે રીતે સ્ત્રીઓ માટે પ્રગટ થતું આ એક માસિક છે જેની વાર્ષિક કીંમત માત્ર રૂપીયો એક (ટપાલ ખર્ચ સાથે રૂ સવા )માં તે લગભગ મુફત જેવું છે. આર્યસન્નારીઓને સદ્દગુણ સંપાદન કરાવે તેવા અસલ સિદ્ધાંતો પૂરનારી આગલી મહીલાઓનાં પવિત્ર ચરિત્રો, ગ્રહસંસારની નિર્મળ રીતીઓ, પુત્રી પત્ની કિંવા મા, વહુ, ભાભી નણંદ કે દેરાણી જેઠાણી પોતાની વર્તણુંકથી સંસારમાં દીવી પેરે ચળકી રહે તેવી સુચનાઓ, અસલના કવિ લેખકોના બોધ સહિતના લેખો આ નાહના માસિકમાં જોવામાં આવે છે. કર્તાની મુળ નેમ આ નાહનું માસિક પ્રવર્તાવવામાં ભલી છે. તેને અનુસરી તેમાં લખાણ જોવામાં આવે છે. અને હવે પછીથી દર માસે એજ પ્રમાણે લખાણોની સારી ચુંટણીઓ કર્તા કરશે એવી આશા છે. અકટોબરના અંકમાં કાવ્યકુંજની કવિતા માહે પરોવેલાં ઉત્તમ મોતીની એક હારમાળા બનાવી જે કોઈ સ્ત્રી પહેરશે તે સાચાં મોતીની લખો રૂપીયાની માળા પહેર્યા કરતાં વધ બિરાજશે. (શોભશે) એકાદ

માત્ર વાર્તા છે. એવાં ચોપાન્યામાં બહુ વાર્તાઓ સમાવવાની જરૂર નથી.

આ માસિક અમે ઉપર કહ્યું તેમ સ્ત્રીઓના લાભાર્થે બહાર પાડવામાં આવે છે; તેમાં સ્ત્રીઓ પાસેથીબી લખાણો માગવામાં આવે છે. પોતાની કોમની સ્ત્રીઓનાં હિતાર્થે બહાર પાડવામાં આવતાં આ માસિકને હિંદુઓ ઘટતું ઉત્તેજન દેશે એવી આશા છે."

**–સરસ્વતી ઓકટોબર, ૧૯૦૩**

" આ માસિકનો ઉદ્દેશ મુખ્યત્વે ગુર્જર સ્ત્રીવર્ગના જીવનને સુખ અને આનન્દથી પ્રફુલિત કરે એવું શિક્ષણ અને જ્ઞાન આપે તેવું વાચન પુરૂં પાડવાનો છે. ઉદ્દેશ પ્રશંસનીય હોવાની સાથે અ-જ્ઞાનાંધકારમાં ગોથાં ખાતી તથા કલેશ, કંકાસ અને વહેમમાં દબાઈ ગયેલી ગુર્જર ભગિનીઓ તેમજ બન્ધુઓ માટે ઉપયોગી છે. સામાન્ય જ્ઞાનવર્ધક ઉદ્દેશથી હાલ ગૂજરાતમાં ઘણું માસિક પત્રો નીકળે છે. પરંતુ આવા–મુખ્યત્વે કરીને એકગામી ઉદ્દેશવાળા માસિકની ખાસ કરીને સ્ત્રીવર્ગને માટે ખોટ હતી, તે આ માસિકથી પુરી પડશે એવી આપણે તેનો પહેલો અંક જોયા પછી આશા રાખી શકીએ છીએ. પ્રકાશક મંડળ ઉત્સાહી, ઉમંગી હોવાની સાથે યુવાન અને સુશિક્ષિત હોવાથી આ માસિક ગુર્જર બ્હેનોને સહેલી ભાષામાં ઉપ-યોગી વાચન પુરૂ પાડવાને શકિતમાન થશે, એમ માની શકાય છે. આ માસિકનો ઉત્કર્ષ જોવાને અમે ઉત્સુક છીએ."

**–બુદ્ધિપ્રકાશ ઓકટોબર, ૧૯૦૩.**

**"સુન્દરીસુબોધ" એ ગુજરાતી હિન્દુ સન્નારીઓના લાભને માટે અમદાવાદમાં હમણાંજ પ્રકટ થયેલું ગુજરાતીમાં માસિક છે એમાં કેટલાક લેખ સ્ત્રીઓના હાથના છે. અને તે ઘણી સારી રીતે લખા-યલા છે. લોકો તરફથી એને સારો આશ્રય ઘટેછે. વાર્ષિક લવાજમ ફકત એક રૂપીયો ( ટપાલ ખર્ચ સાથે હવેથી રૂ. ૧–૪–૦ ) છે.**

**–ભાષન્તર, થીઓસોફીકલ ગ્લીનર**

# "સુન્દરીસુબોધ" પત્રનાં આદર્શરૂપ વચનો.



આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષર કવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે; પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દરેક મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી"..."સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."



સુન્દરીસુબોધ માસિક પત્રના ગ્રાહકોને આપવામાં
આવેલી ભેટો.

પહેલા વર્ષની ભેટ.

# યોગિની

અથવા

## સાધ્વીઓના જીવનસુવાસ.

કીંમત ૦—૧૨—૦ નવા ગ્રાહકોને ૦—૬—૦

---

બીજા વર્ષની ભેટ.

નામદાર ગાયકવાડ સરકારે તથા નામદાર બ્રીટીશ
સરકારે ઇનામ માટે મંજુર કરેલી.

# ગીતમાળા.

કીંમત ૦—૬—૦ નવા ગ્રાહક માટે ૦—૪—૦

---

ત્રીજા વર્ષની ભેટ.

# કપિંજલા.

કીંમત ૦-૬-૦ નવા ગ્રાહક થનારાઓને ૦-૪-૦

વાર્ષિક લ-
વાજમ સ-
વા રૂ ૨ પોસ્ટ
ટ.ખ. સાથે

# સુન્દરીસુબોધ

સુન્દર ભેટ
વિશેષમાં

( રોયલ ત્રણ ફાર્મ મોટાં ચોવીસ પાનાનું )

**પ્રકાશક:—બન્ધુસમાજ, અમદાવાદ**

સ્ત્રીઓની સાંસારિક, ધાર્મિક, નૈતિક અને શારીરિક ઉન્નતિ કરવી એ આ પત્રનો મુદ્દાનો હેતુ છે, સ્ત્રીઓના લેખને ખાસ આવકાર આપવામાં આવે છે.

" સ્ત્રી વિના ગૃહ નથી; ગૃહ વિના પ્રજા નથી, પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે " આ સૂત્ર પ્રમાણે સ્ત્રીકેળવણીની આપણા દેશમાં જરૂર છે એ હવે સર્વત્ર માન્ય છે, છતાં માત્ર નિશાળમાં મળતી કેળવણી ઘણી અપૂર્ણ છે એ પણ સર્વને લાગ્યા વિના રહેતું નથી આ ખોટ પુરી પાડે એવું ખાસ કરીને સંપૂર્ણ રીતે સ્ત્રીઓ માટે આખા ગુજરાત કાઠિયાવાડમાં પ્રથમ અને એકલુંજ આ "સુન્દરીસુબોધ" માસિક પત્ર પાંચ વર્ષ થયા પ્રકટ થાય છે, તેને સર્વ મુખ્ય સાક્ષરો પસંદ કરી ગ્રાહક થયા છે, તેમ પત્રોએ પણ ઘણા સારા અભિપ્રાય દર્શાવ્યા છે જે વાંચવાથી ખાત્રી થશે ગૃહસંસારનું સુખ ઇચ્છનાર દરેક ગૃહસ્થે પોતાના કુટુમ્બના સ્ત્રીવર્ગના જ્ઞાન તથા આનંદને માટે આ પત્ર મંગાવવાની ખાસ જરૂર છે.

**સર્વ પત્રવ્યવહારનું શીરનામું—મંત્રી,**
**બન્ધુસમાજ, સુન્દરીસુબોધ ઑફિસ—અમદાવાદ**

---

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ—અમદાવાદ